## ચૂંટી કાઢેલાં ઉત્તમ પુસ્તકો

| | |
|---|---|
| દેશદેશની લોકકથાઓ ભા. ૧ થી ૬ દરેક | ૧-૦-૦ |
| કેવડાના કાંટા (ખાંડેકર) | ૩-૦-૦ |
| નૂતન કામવિજ્ઞાન | ૫-૦-૦ |
| ગાંધીજીની સ્વરાજ્યસાધના | ૩-૮-૦ |
| બંદીવાન | ૨-૦-૦ |
| વંચિતા (અનુરૂપાદેવી) | ૩-૮-૦ |
| અધિકાર (નારાયણબાબુ) | ૩-૮-૦ |
| સુરમા ( ,, ) | ૩-૦-૦ |
| વિશ્વયુદ્ધને પગલે પગલે | ૨-૮-૦ |
| દેશવટો (પૂર્વાર્ધ) ૩-૦-૦ (ઉત્તરાર્ધ) | ૨-૮-૦ |
| ધરિત્રી | ૩-૦-૦ |
| હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ | ૩-૦-૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૨-૪-૦ |
| ગોદ (સીયારામ શરણ ગુપ્ત) | ૧-૧૨-૦ |
| સ્ત્રીઓનું આરોગ્ય (ડુંગરશી સંપટ) | ૧-૪-૦ |
| મહારાજ્યોની યુદ્ધશકિત ,, | ૨-૦-૦ |
| લગ્નસાધના (સોપાન) | ૨-૮-૦ |
| લગ્ન એક સમસ્યા ,, | ૨-૮-૦ |
| વરદાન | ૨-૦-૦ |
| મસ્તફકીરનાં હાસ્યછાંટણાં | ૨-૦-૦ |
| વર્માની વિવિધ વાતો | ૩-૦-૦ |
| સુહાસિની | ૧-૦-૦ |
| દેવદાસી | ૧-૦-૦ |
| મારા વિના નહિ ચાલે | ૧-૦-૦ |
| દશમી | ૧-૦-૦ |
| બળવાખોર પિતાની તસ્વીર | ૨-૮-૦ |
| લયલાના પત્રો | ૨-૦-૦ |
| વિરાટ જાગે છે ત્યારે (ગુણવંતરાય આ.) | ૨-૮-૦ |
| કથા હાસ્ય | ૩-૮-૦ |
| કથા કલાપ | ૩-૮-૦ |
| કથા કલગી | ૩-૮-૦ |
| નેચર કયોર (કુદરતી ઉપચારો) | ૨-૮-૦ |
| પાણીના સાથિયા | ૨-૮-૦ |
| ભયંકર ભૂજંગ | ૧-૮-૦ |
| માયાની પૂતળીઓ | ૧-૪-૦ |
| ગુલે પોલાંડ (ઉમાશંકર જોષી) | ૧-૦-૦ |
| પોલાંડનો તારણહાર | ૧-૦-૦ |
| ગાંધી એજ ભારત | ૧-૧૨-૦ |
| વીલ્કી : એક અને અખંડ દુનિયા | ૨-૮-૦ |

એક યુવાનની જિંદગીની
રખડપટ્ટીમાંથી સાંપડી ગયેલી
એક વાસ્તવદર્શી જીવનકથા

*

☆

# કુંવારી વહુ

☆


લેખક :
શ્રી ધીરેન્દ્ર દોશી



પ્રકાશક :
સી. શાંતિલાલની કંપની
બુકસેલર્સ અને પબ્લિશર્સ
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ, ૨

અર્પણ

મિત્ર દંપતી

શ્રી ધીરેન્દ્ર ખખર

તથા

અ. સૌ. હીરાદેવીને

*

## ઉઘડતે પાને...............

'કુંવારી વહુ' મારું ચોથું પ્રકાશન છે. સમાજના રૂઢિબંધનો અને જુના પૂર્વગ્રહોના જાળા વચ્ચે જીવતાં અનેક કુટુંબોમાંનાં એક કુટુંબનું આ પાત્રાલેખન છે. કુટુંબમાં થતા પિતા–પુત્ર વચ્ચે સ્વાભાવિક ઝઘડા, સાસુ–વહુ વચ્ચેના અસમાન સબંધો, લગ્ન, વિષય, વહેમ વિગેરે વચ્ચે જીવતાં જુની અને નવી વિચારસરણી વચ્ચે અટવાતા પિસાતા કુટુંબની આ એક કથા છે.

આ કથા મૌલિક છે, એવી જ રીતે વાસ્તવિકતાનું નર્યું સ્વરૂપ છે. કોઈ પ્રગતિશીલ દીર્ઘદૃષ્ટિવાળા યુવાનને જે, આ બધું જોઈને લાગણીઓ થાય, તેના દિલમાં દર્દ પેદા થાય, એને જ તદ્દન સ્વાભાવિક રૂપમાં નિરૂપવાની મેં કોશીષ કરી છે. આ કથાને કોઈ એક પાત્રની આત્મકથા તરીકે પણ ગણાવી શકાય. આ આત્મકથામાં જેમ એક વ્યક્તિની સાથે સંકળાએલું વાતાવરણ આપોઆપ ઉપસી આવીને એ સમાજનું એક આખું ચિત્ર ખડું કરે છે તેવી જ રીતે આ વાત પણ આત્મકથાની ઢબે આગળ ચાલતાં ચાલતાં આખા સામાજિક વાતાવરણને વાચકનાં મનોચક્ષુ સમક્ષ ખડું કરી દે છે.

અને અંતમાં એટલું તો કહીશ જ કે, આ કથા લખતી વેળા જે ઘર્ષણ, જે ભાવ અને જે વ્યથા મારા આત્માને અડકી ગયાં છે એવી જ રીતે કદાચ વાંચકો પણ અનુભવે !

ભાઈશ્રી નંદલાલભાઈ ઠક્કર તથા ભાઈશ્રી શાંતિલાલભાઈનો આભાર માનવાનું તો શે વિસરી શકાય?

મુંબઈ
૧૦–૪–'૪૬.

ધીરેન્દ્ર દોશી.

૧

"એ જી સાંભળો છો કે?"

હજી હમણાં જ બહારથી આવી હાથમોઢું ધોઇ માથું ઓળતો આયના સામે ઊભો હતો ત્યાં રસોઈ ઘરમાંથી ભારતીનો અવાજ સંભળાયો. અને મેં ઉત્તર આપ્યો: "હા જી."

અને પછી રસોઇઘરમાં જઇ આસનિયા પર બેસતાં કહ્યું: "હં, હું બહેરો ક્યારે હતો?"

"આવું ને આવું બોલશો?" ભારતીએ વક્રદૃષ્ટિએ મારા તરફ જોઈ મોઢું બગાડયું.

"મેં તમને કેટલી વખત કહ્યું છે કે એવા વેવલા-વેડા મને નથી ગમતા."

"તને ગુસ્સો તો મારા ઉપર ચડયો છે, એમાં આ થેપલાનો શું વાંક છે?"

કોણ જાણે કેમ પણ સંપૂર્ણપણે નવયુગમાં માનતી અને રહેતી ભારતીને જ્યારે જ્યારે નામથી મને બોલાવવા-નું સૂચન કરતો ત્યારે ખિજાઇ જતી. અને મને એના એ મિજાજનું વ્યસન થઇ પડયું હતું. અત્યારે પણ એ ખિજમાં ને ખિજમાં તાવડીમાં નાખેલું થેપલું ચોડવવું ભૂલી નતમસ્તકે વણવા લાગી. એટલે સગડી પર મારી નજર પડતાં મેં કહ્યું અને આગળ બોલવા જતો હતો ત્યાં તેજ વચ્ચે બોલી ઊઠી:

"એવા છો ને!" અને પછી ગુસ્સાના ઉતાર રૂપ હાસ્ય એના હોઠ ઉપરથી સરકી ગયું.

"ભારતી, એક વધાઈ આપું?"

"હું પણ એક વધાઈ આપું."

"તો પહેલાં તું જ કહે."

"ના, તમે કહો.

"તો કાંઇ નહિ. આપણે તો સાંભળવીયે નથી ને કહેવીએ નથી," કહી હું ઉઠયો.

"એ ય, આ લ્યો," મને જતો જોઈ ભારતીએ એક ગુલાબી કવર મારા પગ આગળ ફેંકયું.

એ હતી વિપિનભાઇના લગ્નની કંકોત્રી. એમના નામની સાથે જ સરલાભાભી–હવે તો ભાભી જ કહું ને! –નું નામ હૈયે ચડી આવ્યું.

"મારે પણ તને એ જ વધાઈ આપવાની હતી. મોટાભાઈ અને બાનો પણ પત્ર છે કે આપણે ગઈ ગુજરી ભૂલી જઈ આ શુભ પ્રસંગે આવી જવું. અને વધારામાં આજ આટલે વખતે તને અને મને, સરલાભાભીએ ખૂબ આગ્રહપૂર્વક છેલ્લી બાકી એક દિવસ આવી જવા માટે લખ્યું છે. જશું ભારતી?"

"તમારી ઇચ્છા." એટલું કહી પાણીની ડોલ લઈ ભારતી નળ તરફ ચાલી ગઈ. હું ત્યાંથી બહાર આવી આરામ ખુરશીમાં પડયો, અને ભૂતકાળની વાતો વિચારતો જવું કે નહિ તેની મથામણમાં મૂંઝાતો પડયો.

થોડી પળો પસાર થઈ હશે ત્યાં પાણી ભરીને પાછી

રસોઇઘરમાં આવેલી ભારતીનો અવાજ સંભળાયો : " ચાલો જમવા. "

હું રસોઇઘરમાં જઈ આસનિયા ઉપર બેઠો. ભારતીએ અમારી—અમે બંને હંમેશાં સાથે જ જમવા બેસતાં—થાળી પીરસી રાખી હતી. મારી નજર ભારતીની થાળી ઉપર ગઈ અને મેં પૂછ્યું : " કેમ, તેં દહીં ન લીધું ? "

" મારે આજે નથી ખાવું અને વધારામાં દહીં બિલાડી ખાઇ ગઈ છે. " ભારતીએ મૃદુ હાસ્ય હસતાં કહ્યું.

થોડે દૂર પડેલું કાચનું કચોરૂં લઈ, મારી થાળીમાં મૂકેલા દહીંના કચોરામાંથી—તેમાં ઠલવતાં ઠલવતાં મેં કહ્યું: " ભારતી, હવે તું પહેલા જેવી તોફાની નથી રહી. તારો એ અહંકાર, અભિમાન અને એ બધાં વિચારો ક્યાં ગયાં ? "

" અરે ! પણ કેટલુંક ! "

" ચાલો બસ. " બરાબર અર્ધોઅર્ધ દહીં નાખી મેં ભારતીને કચોરૂં આપતાં પૂછ્યું : " મારા સવાલનો જવાબ આપ. "

" મને શું ખબર ! "

" તો હું કહું ? "

" કહો. "

" તોફાન-મસ્તી, અહંકાર—અભિમાન, સ્વાતંત્ર્ય અને સમાનતા, આ બધાંનુ ભાન થાય છે કિશોરાવસ્થા પ્રાપ્ત કર્યા પછી, અને યુવાની એના નશારૂપ બની જાય છે. પણ સ્ત્રી જ્યારે માતા બને છે ત્યારે એ બધું વીસરી જાય છે.

અને એના બધા વિચારોનું કેન્દ્ર સ્થાન બની જાય છે બાળક. એટલે મને લાગે છે કે તારૂં પણ તેમજ......."

"હવે જમી લેશો મહેરબાની કરીને." હસીને ભારતીએ કહ્યું.

ધીમે ધીમે હાસ્ય કિલ્લોલ કરતાં અમે જમી પરવાર્યાં. થોડીવારે રસોઈઘરમાં બધું ઠીકઠાક કરી બાકીનો ચાર્જ રામાને સોંપી ભારતી મારી પાસે આવી બેઠી.

"ચાલ તો ભારતી, બહાર ફરતા આવીએ અને ડોકટરને તબિયત બતાવી આવીએ."

"તમને એક તો કાંઇ ખબર પડે નહિ, અને ઘડીક ઘડીકમાં ડોકટર પાસે લઈ જવાનું શું કામ બોલતાં હશો!"

"પણ એમાં નુકશાન શું......."

"વળી બોલ્યાં કે?

"ઠીક. ફરવા તો જશું ને?"

"શું છે સ્વરૂપભાઈ?" બાજુના બ્લોકમાં રહેતાં અમારા વડીલ જેવા ચંપાબહેને અંદર આવતાં પૂછ્યું.

"કંઈ નથી, ચંપાબહેન, આવોને."

ભારતીને અને ચંપાબહેનને બહુ સહીપણાં હતાં. એટલે ચંપાબહેન આવ્યાં એટલે ભારતીને તો જાણે પોલીસ ચોકી–કોર્ટ સામે આવીને એની ફરિયાદ સાંભળવા આવી અને તેમની આગળ મને ઠપકો ખવરાવવામાં તેને બહુ આનંદ આવતો. ભારતીએ કહ્યું: "જુઓને ચંપાબહેન, એક તો જાણે કાંઇ ખબર પડે નહિ ને, દિવસમાં દસ વખત ચાલ ડોકટર પાસે, આમને તેમ શિખામણોમાંથી નવરાં નથી થતાં."

"હેં સ્વરૂપભાઈ!" ચંપાબહેન ખડખડ કરતાં હસી પડયાં. અને ભારતીની આવી ખોટું બોલવાની ટેવથી મને ચીડવવા ખાતર—હું ટેવાઇ ગયો હતો. તેમણે કહ્યું: "હજુ તો સાતમો મહિનો ચાલે છે. અને આવી તંદુરસ્ત સ્ત્રી માટે એવી ફિકર શી કરવી ?"

હું નીચું જોઇ બેસી રહ્યો. ત્યાં સાડી બદલાવી ભારતી આવી. અને ચંપાબહેન ગયા. અને અમે કીંગ્સ સરકલ તરફ ફરવા નીકળી પડયાં.

બગીચામાં જઇ અમે બેઠાં ત્યારે સૂર્ય અસ્તાચળે જઈ બેઠો હતો. અવનવા રંગો વડે પોતાની મહત્તા બતાવવા મથતી સંધ્યા પણ છટકવાની તૈયારી કરવા લાગી. ધીમે ધીમે રાત્રિનો અંધકાર પણ અવનિ પર ઉતરી આવ્યો. ફરવા આવેલાં અનેક કુટુંબો ધીમે ધીમે જવા લાગ્યાં. અમે પણ ઉઠયાં. ઘેર પહોંચ્યાં ત્યારે લગભગ નવ થવા આવ્યા હતા.

"સરલા બહેનનો કાગળ તો તમે મને વંચાવ્યો નહિ !" થોડીવારે કપડાં બદલી આવી ભારતીએ મારી બાજુમાં પલંગ પર બેસતાં કહ્યું.

"મારા કોટના ખિસ્સામાં પડયો છે." મેં સૂતાં સૂતાં જ કહ્યું અને પછી ઉમેર્યું : "અને સિગારેટનું પાકીટ પણ."

"તમારે સિગારેટ તો છોડવી જ નથી ને ?" ભારતીએ મારા કોટમાંથી સરલા ભાભીનો કાગળ તથા સિગારેટનું પાકીટ કાઢતાં કહ્યું.

"કેવી રીતે?"

"એ આવી રીતે–" કહીને તેણે બારીમાંથી બહાર ફગવી દીધું. હું મનમાં ખિજાતો મૌન બેસી રહ્યો.

ભારતી એ હવે ધીમે અવાજે પત્ર વાંચવો શરુ કર્યો.

સ્વરૂપભાઇ તથા ભારતી.

પત્ર નથી લખ્યો–લખી શકી. તમારા ગયા બાદ ઘણું ઘણું બની ગયું. પણ એ બધું લખવા કરતાં તમે બંને અહીં આવશો, ત્યારે જ કહીશ. અને સ્વરૂપભાઈ, તમે નહિ આવો તો મને કેટલું દુઃખ થશે! અને ભારતી તો સાથે જ હશે.

લી. સરલા.

પત્ર વાંચી, ગડી વાળી પાછો કવરમાં નાખતાં ભારતીએ પૂછ્યું: "કાં, શું વિચાર કરો છો?"

"મને લાગે છે કે આપણે જઈએ. તારો શું વિચાર છે?"

"મને ય એમ થાય છે કે જઈએ તો બધાંને સારૂ લાગશે. મારી બાના પણ ઘણા પત્રો આવી ગયા છે."

"તો તૈયારી કર. પરમ દિવસે સાંજની ટ્રેનમાં ઉપડીએ."

બીજે દિવસે ઓફીસનું તમામ કામકાજ સહતંત્રીને સોંપી, જોઈતી ભલામણો–સૂચનો આપી નિશ્ચિંત થઈ હું ઘેર આવ્યો ત્યારે ભારતીએ પણ ઘણી તૈયારી તો કરી લીધી. સેકન્ડ કલાસની રાજકોટની બે ટિકિટ પણ મગાવી લીધી હતી. સીટ રીઝવર્ડ થઈ ગઇ હતી. એટલે ખાસ કોઇ ચિંતા નો'તી. મારા સામાન–કપડાલત્તા વગેરે બધો

ભાર ભારતીને માથે હતો એટલે એમાં પણ મારે કાંઈ ફિકર ન હતી.

દાદરથી જ બેસવાનું નક્કી કર્યું હતું. સીટ રીઝવર્ડ કરાવેલી હતી એટલે જઈને નિરાંતે બેસી જવાનું હતું. સમયસર અમે દાદર પહોંચી ગયાં, અને ટ્રેનમાં બેઠાં ત્યાં સુધી વળાવવા આવેલાં ચંપાબહેનને ભારતી ભલામણ કર્યે જતી હતી. ટ્રેનની વ્હીસલ થઈ અને જતાં જતાં પણ ચંપાબહેન કહ્યા વગર ન રહી શક્યા: "સ્વરૂપભાઇ, રાજકોટમાં કોઇ સારા ડૉક્ટરને ભારતીની તબિયત બતાવતાં આવજો."

અમે બધાં હસી પડયાં.

ટ્રેન ગતિમાન થઇ. ભારતીને નીચેની સીટમાં બેડીંગ પાથરી દઇ હું ઉપરની બર્થમાં સૂવા માટે તૈયારી કરતો હતો ત્યાં ભારતીએ મારો પગ પકડી ખેંચતા કહ્યું: "અહીં, નીચે આવોને!"

"કેમ?" મેં ઉપર બેઠા બેઠા જ પૂછયું અને પછી ડબામાં નજર ફેરવી જોયું તો બીજા બે પ્રવાસીઓ હતા અને તેઓ પડખા ફેરવતાં ઉંઘવાનો પ્રયત્ન કરતા હતા.

"કેમ શું?" મને ઉંઘ નથી આવતી."

"–એટલે મને પણ નથી આવતી એમ માનવાનું કાંઇ કારણ નથી," મેં નીચે ઉતરતાં કહ્યું.

"નહિતર તો તમે અત્યારમાં ઉંઘી જવાના હશો!" ભારતીએ ક્રોધભર્યો સ્વરે કહ્યું.

"તું આરામથી સૂઈ શકે એટલા માટે," મેં તેની પાસે બેસતાં કહ્યું.

"ઓહો!" ભારતી હસી પડી અને પછી કહેવા લાગી: "આમાં તમારો દોષ નથી, એ તો પુરુષ પ્રકૃતિ એવી જ હોય છે. પરણ્યા પછી શરૂઆતના દિવસો, મહિનાઓ અને કદાચ વર્ષો પુરુષ પત્નીને માટે અધીંઅધીં થઈ જશે. એના માટે વિના કારણ પણ કુટુમ્બ સાથે ઝઘડાઓ કરી બેસશે અને પછી વર્ષો વીત્યે એકાદ બે બાળક થશે અને પ્રેમની ભયંકર ઓટ જીવનમાં વણાઈ જશે. અને તે એટલે સુધી કે પત્ની સાથે એકાદ કલાક નિરાંતે વાતો કરવાની પણ ફુરસદ નહિ મળે. એ હશે, એનો ધંધો, બેચાર મિત્રો અને એકાદું વ્યસન."

આજ ભારતી આનંદમાં આવી ગઈ હતી. જ્યારે જ્યારે તે ખુશમિજાજમાં હોય ત્યારે આવી કંઈક ચર્ચાઓ તે ઉપાડતી અને કેટલીક વખત તો મને બોલાવવાનો અવકાશ આપ્યા સિવાય બોલ્યે જ જતી.

"એટલે તું બધો દોષ પુરુષને માથે ઓઢાડે છે, ખરૂંને?"

"હાસ્તો."

"ત્યાંજ તારી ભૂલ છે."

"પુરુષો હંમેશાં સ્ત્રીઓની ભૂલ–ખામી–ટીકા દર્શાવવામાં જ વધારે મશગૂલ રહ્યા છે!"

"વારૂ, પુરુષે એના કુટુમ્બ સાથે કલેષ કર્યો, કેવળ તેની પત્નીને ખાતર એટલું તો બરાબર ને?"

"હા."

"એટલે કે સ્ત્રીને ખાતર પુરુષે ઝેરના બી વાવ્યાં. એટલે એ બધાનું મૂળ સ્ત્રી થઈને?"

ભારતી વિચારમાં પડી ગઈ. તેણે કંઈ જવાબ ન આપ્યો એટલે મેં કહ્યું: "આમ પુરુષ તો માત્ર સ્ત્રીનું હથિયાર બને છે. એટલે સ્ત્રી જ જો સંપસંપીને રહે તો કલેષ--ઝગડાનું કોઈ કારણ રહેતું જ નથી. ઝેરના બીને વાવી શકાય છે તો સંપના વેલા શા માટે ન ઉગાડી શકાય?

ભારતી કંઈ જવાબ આપવા જતી હતી, પણ તે પહેલાં તો બોરીવલી સ્ટેશનમાં ટ્રેન દાખલ થઈ ચૂકી હતી.

ø

## ૨

"તમે ઘર શા માટે છોડયું હતું?" બોરીવલીથી ટ્રેન ઉપડયા પછી થોડીવારે ભારતીએ પૂછયું.

"ઘર મેં છોડયું નથી, મારે છોડવું પડયું. પણ ભારતી, એ બધી વાત તો મેં તને કહી છે. ફરી એ પ્રશ્ન શા માટે?" ન જાણે શા માટે પણ ભારતીને મારા ભૂતકાળના જીવનની વાતો ફરી ફરીને સાંભળવામાં શોખ હતો. અને એ માટે મેં ક્યારેય પણ આનાકાની નથી કરી. દેવમંદિરે જઇ માણસ દુઃખનો ભાર ઉતારી હળવો બને છે, એમ હું પણ મારા જીવનની વેદના ભારતીના હૃદયમંદિરે ધરી આશ્વાસન મેળવી હલકો થવાનો પ્રયત્ન કરતો.

ભારતીએ ઉત્તર ન વાળ્યો. મેં કહ્યું: "ઘરમાં કોણ જાણે કેમ પણ બધાંને મારા પ્રત્યે નફરત હતી. મોટાભાઇના લગ્ન નહોતા થયા ત્યાં સુધી તો જેમતેમ ચાલતું હતું. પિતાજીનો કંઇક વધુ પડતો કડપ, બહાર જવું તો પૂછવું, અને પૂછયા પછી જેટલા સમયની રજા આપે તેટલા સમયમાં આવી જવું. તેઓ તેમના જીવન ઘડતર પ્રમાણે વર્ષો જુની રીતે ઘડવા માગતા હતા. આપણું નવયુગનું માનસ આ બધું કેવી રીતે સહી શકે? માતાજીનું પણ તેમજ હતું. અને બંને મોટાભાઈને તે પસંદ હતું. તેઓ બંને તેમની ઇચ્છા પ્રમાણે જીવન જીવતાં હતાં. હું ન જીવી શકયો.

એટલે અવારનવાર મારે તો બા--બાપુજીના હાથની પ્રસાદી ચાખવી પડતી. અને વંઠેલો, નફ્ફટ વિગેરે ખિતાબો મળ્યાં. ઉંમરની સાથે બુદ્ધિનો વિકાસ થાય એ તો સ્વાભાવિક જ છે. અને એ વિકાસ રુંધાતા માર્ગને સહન નથી કરી શકતો. વાત વધી પડી અને બાપુજીએ મને ઘરમાંથી કાઢી મૂકયો. ત્યારે બધાને મારે માટે એ જ સજા યોગ્ય લાગી. ઠેકાણે આવશે એટલે એની મેળે પાછો આવશે.

એ વખતે રાજકીય લડત ચાલતી હતી. હું તેમાં જોડાયો. ત્યારે ઉંમર કાંઈ મોટી ન હતી. વાનરસેનાના તોફાની છોકરામાં ગણત્રી થતી હતી. એ દિવસે રાત્રે લડત–સમિતિની કચેરીમાં પડયો રહ્યો. બીજે દિવસે સભામાં એક પોલીસ ઉપર પથ્થરનો ઘા કર્યો અને પકડાયો. ખૂબ માર્યો. પોલીસખાતાએ મને છોડી મૂકયો. માર ખૂબ પડેલો એટલે ત્યાંથી સીધો હોસ્પીટલે લઇ ગયા. બે ત્રણ દિવસ પછી બા–બાપુજી આવ્યાં અને મનાવીને ઘેર લઇ ગયા.

ત્યારપછી મોટાભાઇ તથા નાનાભાઈના લગ્ન સુધી ઠીક ચાલ્યું. પછી વળી પાછી એ કરતાંય વધુ ખરાબ સ્થિતિ આવી પડી. બાપુજીની વૃદ્ધાવસ્થા એટલે સ્વભાવ પણ વધુ પડતો ચિઢીઓ થઈ ગયો હતો. એમાં એક દિવસ બંને ભાભી સાથે બોલાચાલી થઇ. બાએ પણ મને ખૂબ સંભળાવ્યું. વાત બાપુજીના કાને પડી અને તેમનો ક્રોધ ઉછળી આવ્યો. "સાલાને કાઢી મૂકો ઘરમાંથી, મારે એનું કામ નથી." અને મારો હાથ ઝાલી મને ડેલી બહાર મૂકી ગયા. બારણું અંદરથી વાસી દીધું.

બે ત્રણ કલાક પછી હું પાછો આવ્યો. ના, મોટાભાઇ

બાવડું ઝાલી ઘસડી લાવ્યાં. મને જોતાં જ બાપુજી આવી બોલ્યા: " મારા ઘરમાં એનો ટાંટીઓ નહિ. એને જ્યાં જવું હોય ત્યાં જાય. "

ત્યારે મારી ઉંમર સત્તર વર્ષની હતી. છઠ્ઠી અંગ્રેજીમાં પાસ થઈ મેટ્રીકમાં ગયો હતો. મેટ્રીક પડતી મૂકીને રખડતો રખડતો મુંબઈ ભેગો થયો. કેટલાંય અનુભવો મેળવ્યાં. કેટલીય જાતની નોકરી કરી ! છેવટે પ્રેસમાં બીબા સાફ કરવા, સાફસુફ કરવા રહ્યો. અને ધીમે ધીમે આજ સાહિત્યકારની પ્રથમ સોપાને આવી પહોંચ્યો છું.

" સરલાભાભીને પ્રથમ તમે ક્યારે મળ્યાં ? " ભારતીએ પૂછ્યું.

" એમને પહેલી વાર મળ્યો....તેમના સગપણ થયા પછી થોડા જ દિવસે. ત્યારે તેમની ઉંમર હશે લગભગ સાત આઠ વર્ષની. "

એકાએક ભારતી ઊભી થઈ ગઈ અને ઉપલી બર્થમાંથી મારી સુટકેસ ખેંચી નીચે ઉતારતી જોઇ મેં સાશ્ચર્ય પૂછ્યું: " શું કરે છે ભારતી ? "

" તમારી નોંધપોથી હું સાથે લેતી આવી છું. " કહી ભારતીએ સુટકેસમાંથી એક ફાઈલ કાઢી. અને પછી સુટકેસ બંધ કરી સીટ નીચે હડસેલી દેતાં કહ્યું. " મને ઘણા દિવસ થયા એમ થતું હતું આપણે બન્ને સાથે બેસીને વાંચીએ. "

મેં કંઇ જવાબ ન આપ્યો. એટલે ભારતીએ ધીમા સ્વરે કહ્યું: " તમને ન ગમ્યું, ખરૂંને ? "

"ના ભારતી, એમ નથી. પણ મને મારૂં એ જીવન જ્યારે જ્યારે યાદ આવે છે ત્યારે દુઃખથી મન ભરાઈ આવે છે. અને એટલા માટે જ હું તારી પાસેથી છટકી જતો હતો. આજે તો હવે એ રસ્તો પણ નથી."

થોડીવાર અમે બંને નીરવ બેસી રહ્યા. છેવટે એ નીરવતાનો ભંગ કરતાં મેં કહ્યું: "તું વાંચ અને હું સાંભળું."

"ના." કહીને જ ભારતી અટકી ગઈ.

"કેમ?"

"જેનાથી તમને દુઃખ થાય એ કરવા હું ખુશી નથી."

"ના, ના, ભારતી, એ દુઃખ! આ સુખની ઓથે હું એ દુઃખને ભૂલીશ, ભૂલવાનો પ્રયત્ન કરીશ. એ દુઃખ, એ વેદનાનું સુખ તો મેં માણ્યું, હવે તારા સાન્નિધ્યમાં રહીને મને વીસરવા દે."

"જે વીસરીને ય ભૂલાવાનું નથી તેને માટે એવો વ્યથા પ્રયત્ન કરી મનને શા માટે અધિક પાંગળું બનાવો છો."

"મનનો ભાર હલકો થશે. અને...કંઈ નહિ. ભારતી તું વાંચ અને હું સાંભળું."

"પણ...."

"ના, હવે દલીલ ન કરીશ."

કોઈ એક નાના સ્ટેશને ટ્રેન ચાર પાંચ મિનિટ ઊભી રહી. ખૂબ ઘોંઘાટ થઈ પડયો. થોડીવારે ટ્રેન ઉપડી અને રાત્રિનું શાંત વાતાવરણ ફેલાઇ ગયું.

ભારતીએ એનો કોમળ સ્વર વધુ મૃદુ બનાવી મારી જીવનકથાના અધ્યાય વાંચવા શરુ કર્યા.

## ૩

મને બરાબર યાદ છે કે તે દિવસ શનિવાર હતો, અને શુક્રવારથી જ મહેમાનને જમાડવા માટે તૈયારી થઇ રહી હતી. અને મોટી ધમાલ તો એ હતી કે વહુને જમાડીને શું આપવું? તે દિવસોમાં એ બધી બાબતો સાવ નિરસ લાગતી અને આજે પણ એ બધાંથી અલિપ્ત રહેવા પ્રયત્ન કરું છું. તે વખતે તો રસ માત્ર એટલો હતો કે કાલે સારુ ખાવા--પહેરવા મળશે, નવા નવા મહેમાન આવશે. તે દિવસે ખબર ન હતી કે આ વિના કારણ સો-બસો રૂપિયાના ખર્ચા માટે પિતાજીનું હૃદય વમળે ચડયું છે. આ કારણે જ તે વારંવાર કોઇના ને કોઈના ઉપર ખિજાઈ જતા હતા. બહાર ઓસરીમાં ઉંબરા આગળ બા બેઠા હતા. અને પિતાજી ખાટ ઉપર ધીમે ધીમે હિંચકતા હતા. હું અંદર ઓરડામાં પગથી માથા સુધી રજાઈ ઓઢી જાગતો પડયો હતો. મેં એકાએક પિતાજીને મારી બા ઉપર ખિજાઇ જતા સાંભળ્યા.

"તે શું એવા હરામના રૂપિયા આવે છે?"

"એમાં કાંઈ હાલે છે. સગી બહેનનો દીકરો છે તે એટલું તો કરવું જ પડે ને." બા શાંતિથી કહેતા હતાં.

"તે એની કોણ ના પાડે છે. એમાં પણ આવડી ભારે સાડી જ આપવી, એમ કોણે કીધું?"

"એમાં તમે નો સમજો, ગામમાં રહેવું છે તે લાજ, આબરૂ અને વહેવાર પ્રમાણે કરવું જ જોઈએ ને!"

"ચૂલામાં જાય વહેવાર અને લાજ આબરુ." કહી બાપુજી હિંચકા ઉપરથી ઊઠી બહાર ચાલ્યા ગયા.

લાજ--આબરુ અને વહેવારને શા માટે ચૂલામાં નાખવાનું કહી ગયા તે તો હું ન સમજ્યો. પણ આજે જ્યારે જોઉં છું કે આ લાજ--આબરુ અને વહેવાર, જળોની પેઠે આપણાં જીવતરમાં ચોંટી પડયાં છે. જાણવા સમજવા છતાંય એવા ઊંડાને ઊંડા ઉતરતા જઈએ છીએ કે પાછા ઉપર આવવાની કોઇ આશા નથી, કોઈ આવવા ઈચ્છતા પણ નથી. ખરાબને ખરાબ કહી એટલેથી સૌ કોઈ અટકી જાય છે. એ ખરાબને! કોઈને સારુ કરતાં નથી આવડતું કે પછી જે છે તે, જેવું ને તેવું ચલાવી લેવાની આદત પડી ગઈ છે. અને કદાચ કોઈ એ પ્રયત્ન કરે તો સમાજ તેને અવ્યવહારૂ કહી ભાંડતા કેટલી વાર લગાડવાનો!

શનિવારે સવારે અગીયાર વાગ્યે નિશાળેથી પાછો આવ્યો ત્યાં સુધી કોઈ મહેમાન ડોકાયું પણ ન હતું. હું ન્હાઈ, નવાં લુગડાં પહેરી આનંદથી આમતેમ ફરતો હતો ત્યાં મારે માટે હુકમ છૂટયો કે અમુક મહેમાનોને મારે તેડવા જવું. ત્યારે એ મહેમાનો ઉપર તો એવી ખાઇ ગઈ હતી કે બસ! ભૂખ્યા પેટે મહેમાનોને તેડી આવવામાં જ મારો કેટલોય સમય નષ્ટ થઇ ગયો અને વધારામાં જ્યારે મારે....કંઈ નહિ વધુ લખી કંટાળો આપવાની ઇચ્છા નથી થતી.

એકાએક જ્યારે કાંઈક કામ માટે જ્યાં બધી સ્ત્રીઓ બેઠી હતી તે ઓરડામાં જઈ ચઢયો. હજી તો જ્યાં પુરો

પાધરો પગ મૂકીને ઊભો પણ નથી રહ્યો ત્યાં મશીનગન પેઠે ચારે તરફથી મારા ઉપર હુમલો થયો. 'એય સ્વરૂપ, આમ શું દોડયો આવછ' 'ઘરમાં કુંવારી વહુ બેઠી છે' 'તું એનો જેઠ થા, શું સમજ્યો!' અને હું ત્યાંથી નાસી છૂટયો. આ બધા હુકમોના વ્યૂહ વચ્ચે હું એવો તો મૂઝાઇ ગયો હતો કે આમાં કોણ કુંવારી વહુ છે, તે કયાં બેઠી છે, તેની તો મને જરાયે ખબર ન પડી. મેં બાને જઈને ફરિયાદ કરી. બાએ ચૂકાદો આપ્યો કે વિપિન કરતાં બે ત્રણ મહિને હું નાનો છું. સૌ જૂમવા બેઠાં હતાં. ત્યાં જઇ ચડયો. અને ધીમે ધીમે કુંવારી-વહુ પાસે જઈ તેનો ઘુમટો ખોલી નાખ્યો. વાતાવરણ મારી તરફ બદલાયું. ત્યાં બાએ આવી હરેકનું દાખલા દલીલથી સમાધાન કરી આપ્યું, કે હું એ કુંવારી વહુનો જેઠ નહિ પણ દેર થાઉં. ઘુમટો ખોલી નાખી ઘડીભર તેના સામે જોતો ઊભો રહ્યો. તે દિવસનો તેમનો દેખાવ આજે પણ યાદ આવે છે ત્યારે હસવું આવ્યા વગર નથી રહી શકાતું.

"લીલી મજાની સાડી પહેરી છે, અને તેવા જ રંગનું પોલકું પહેર્યું છે. ચહેરાનો રંગ તો યાદ નથી! પણ એય તેવો જ હશે! હાથમાં વીંટીવાળા બ્રેસલેટ પહેર્યા હતા અને તે મોટી થયા પછી પણ પહેરી શકાય અને વારેવારે ભંગાવી ખર્ચમાં ન પડાય એ પ્રમાણે ઠરાવેલાં હતાં. એવી જ દીર્ઘ-દૃષ્ટિથી કરાવેલી હાથની બંગડીઓ હથેળી સુધી પહોંચી જતી હતી. અને હાથનું લૉકીટ પણ અર્ધો દડા જેટલો દોરો બાંધી કચકચાવીને તેના બાવડા સાથે બાંધી લીધું હતું અને વારંવાર કાન તરફ જતો તેનો

હાથ જાણે કહી રહ્યો હતો કે 'ભાઇ આ બુટીયા પણ ઓછું કષ્ટ આપતાં નથી.' અને નાકની ચૂંકનો હીરાનો સફેદ દાણો જાણે નાકને પછાડી રાખી દઈ કહેતો હતો કે જુઓ 'હું કેટલો સરસ લાગું છું.'

તે મારા તરફ જોઇ હસી. હું પણ હસ્યો. આજે એ હાસ્ય યાદ આવે છે ત્યારે મન પોકારી ઊઠે છે. "ભાઇ, એ હાસ્ય નો'તું. પણ એ તો હતી હૃદયની જ્વાળા. પણ તેની તો એ નાનકડી કુંવારી વહુને પણ ખબર નથી. એ હાસ્ય તેની અસહાયતા દર્શાવતું હતું. જવા દો એ બધી બાલ્ય વયની અરસિક વાતો.

ટ્રેન કોઇએક સ્ટેશનના યાર્ડમાં દાખલ થઇ ચૂકી હતી. ભારતીએ વાંચવું બંધ કર્યું, અને ચા--પાણી ગરમ ભજીયાં વિગેરેના વિચિત્ર કોલાહલથી વાતાવરણમાં અશાંતિ વ્યાપી ગઈ. વિના કારણ દોડાદોડી કરીને પ્રવાસીઓ ગેરવ્યવસ્થા વધારી રહ્યા હતા. ડબામાંથી કાં તો બધાને એકસાથે ઉતરવું હતું અને એવી જ રીતે ચડવું હતું કોઇ કોઇને મચક નો'તું આપતું. આમ તેમાંથી ગાળાગાળી અને છેવટે મારામારી ઉપર આવી જતાં.

ચા પી અમે સ્વસ્થ થયા. લગભગ પાએક કલાક પછી ટ્રેન ઉપડી. અને પાછું એજ શાંતિનું વાતાવરણ ફેલાઇ ગયું. ફરી ભારતી નોટ હાથમાં લઇ વાંચવાની શરુઆત કરતી હતી ત્યાં મેં કહ્યુંઃ "તેં વાંચ્યું એ પછીની કેટલાંક વર્ષોની વાત મેં તેમાં નથી લખી. એજ અરસામાં મેં ઘર છોડયું. એ દરમ્યાન હું સરલાભાભીને કોઇ કોઈવાર મળેલો ખરો, પણ

કદી વાતચીતનો પ્રસંગ બન્યો ન હતો. એ ઘર છોડયા પછી ધીમે ધીમે હું સારી સ્થિતિમાં આવતો ગયો. કમાતો થયો અને સારા પૈસા સાથે કીર્તિ પણ મળી, ત્યારે એ લોકોને ખબર પડી અને તેમનો ઘેરથી પત્ર આવ્યો કે 'મારે હવે ઘેર આવી જવું. પણ મેં ના લખી નાખી હતી. ત્યાર પછી ઘણા પત્રો આવી ગયા. મેં એકેનો જવાબ નથી આપ્યો. મોટાભાઈ એક વખત મુંબઈ આવી ગયા, મિલ્કતના ભાગ પાડવા તથા લગ્ન વિશે વાતો કરી. 'જેમ બા–બાપુજીએ એક છોકરો નો'તો એમ સમજીને મને કાઢી મૂકયો, અને હવે હું ઈચ્છું છું કે તમે પણ હું નથી એમ સમજીને જ રહો. મારે મિલ્કતમાં કોઈ ભાગ નથી જોતો.' કહી મેં મોટાભાઈને રવાના કર્યા. ત્યાર પછી હંસા બહેનના લગ્ન ઉપર બધાના ખૂબ આગ્રહભર્યા પત્ર આવ્યા. બા પણ બહુ કોચવાતા હતા. બે ત્રણ તાર પણ ઉપરાઉપર આવી ગયા. અને મને પણ થયું કે 'પિતાજીની ગેરહાજરી છે. આ છેલ્લો પ્રસંગ છે. જઈ આવું.'

અને લગ્ન પહેલા બે દિવસે હું ઘેર ગયો.

ભારતીએ આગળ વાંચવું શરુ કર્યું.

મારા રૂમમાં બેઠો બેઠો પત્ર લખવાની શરુઆત કરતો હતો ત્યાં પાછળથી અવાજ આવ્યોઃ "સ્વરૂપભાઇ!"

મેં એ અવાજ પ્રતિ લક્ષ્ય આપ્યા વગર જ પૂછ્યુંઃ "કોણ?"

ઉત્તર આપવાને બદલે હસવાનો અવાજ સંભળાયો. અને પછી કોઈ મજાકભર્યા સ્વરે બોલી ઊઠયુંઃ "એ સ્વરૂપ-ભાઈ!"

આ મજાકથી હું ચિઢાયો. મેં ચિઢાયેલા સ્વરે જ પૂછયું: "કોણ છે?"

"હું."

અને વળી પાછું એ જ મસ્તીભર્યું હાસ્ય સંભળાયું.

મેં ખુરશી ફેરવી પાછળ બારી તરફ નજર નાંખી અને ત્યાં ઉભેલી યુવતી પર મારી પર નજર પડતાં હું બોલી ઉઠયોઃ "ઓહ! તમે આવી ગયા?"

"શું એટલા બધા કામમાં પડી ગયા છો કે ઉંચું માથું કરવાની ફુરસદ પણ નથી?"

"કામ શું નાનું શુંનું છે! કેટલી જવાબદારી, કેટલો બોજો. કેટલું કામ........"

"આહ! જાણે સકટનો ભાર જયમ......."

"હાં! જૂઓ આગળ બોલ્યા તો તમારી વાત છે." વળી તેઓ ખડખડાટ કરતાં હસી પડયાં.

"આવો ને અંદર," મેં ઊભા થઇ બારી પાસે જઈ કહ્યું.

"ના, ભાઈ, આ બધી ડોકરીઓ જોઈ છે!"

ત્યાંથી પસાર થતી બે–ચાર વયોવૃદ્ધ સ્ત્રીઓ માટે વિશેષણ વાપરતાં તેમણે કહ્યું. સામી બાજુએ ચાલી જતી સ્ત્રીઓની દૃષ્ટિ તો અમારી તરફ જ હતી. જાહેરમાં યુવાન સ્ત્રી–પુરુષ હસી બોલીને વાત કરે એ આજનો કહેવાતો સુધરેલ વર્ગ પણ નથી સાંખી શકતો. તો પછી આ ડોશી-ઓની તો વાત જ શી કરવી!

"એ ભાભી, ચાલોને." દૂરથી અવાજ આવ્યો અને અમારી આંખોએ ફરી મળવાનું કહી વિદાય લીધી. કોઇ જાતનો શબ્દવ્યય કર્યો વગર તે ચાલી ગઈ.

અને હું પત્ર લખવા પાછો ખુરશી ઉપર જઈ બેઠો. પત્ર પૂરો કરી હું ઊઠયો અને બારી પાસેથી પસાર થતો હતો ત્યાં તે પાછી આવી ઊભી રહી. હું પણ બારી નજીક જઈ ઊભો રહ્યો.

થોડીવારે મેં પૂછ્યું: "તમારા 'ઈ' નથી આવવાના?"

"અને તમારા તો જાણે કોઈ નહિ, કાં?"

"એની તો કોઇથી થોડી જ ના પડાવાની છે. મુ. ભાઇશ્રી........"

"બસ. રહેવા દ્યો. તમારા ભાઈ ઉપર બહુ પ્રેમ છે તેની તો મને ખબર છે."

"પણ એમાં કોઇનો ય વાંક કાઢી શકાય એમ તો નથી જ. કોણ........"

"ચૂપ. બા આવે છે."

"શું વાતોમાં ગૂંથાઇ ગયા છો?" કહેતાંકને બા તેની પાસે આવી ઊભા રહ્યા. અને પછી કહ્યું: "ચાલો, સરલા, હેર–ભોજાઇ પછી નિરાંતે વાતો કરજો."

બા અને ભાભી ચાલ્યા ગયા.

હું બહારથી આવ્યો ત્યારે લગભગ દોઢ થવા આવ્યો હતો. હું મારી રૂમમાં કપડાં બદલવા ગયો અને કપડાં બદલતાં મારી નજર પરસાળને છેડે, એક બાજુ ઉભેલાં સરલા ઉપર પડી. અને મને તેમની સાથેનો પહેલો પ્રસંગ યાદ આવ્યો. હું મનમાં ને મનમાં આજના કિશોરાવસ્થા વટાવી ચૂકેલા સરલાભાભી સાથે તે દિવસની કુંવારી વહુની સરખામણી કરતો હતો. ત્યાં એકાએક મને ભાન થયું કે મને કોઈ ઢંઢોળી રહ્યું હતું. એકદમ સ્વસ્થ થઇ મેં જોયું તો સરલાભાભી મારો ખભો હલાવી મને કહી રહ્યા હતા: "આજે શું ખાવાપીવાનો વિચાર માંડી વાળ્યો છે?"

હું ક્ષણભર તેમની સામે જોઈ રહ્યો અને પછી ધીમેથી કહ્યું: "ચાલો."

મારી પહેલાં જ સરલા ભાભી રસોડામાં પહોંચી ગયાં હતાં. બધાએ જમી લીધું હતું એટલે ત્યાં કોઇ હતું નહિ. હું હાથ મોઢું ધોઈ રસોડાના ઉંબરા પાસે જઈ રહ્યો, અને જોયું તો તેઓ બહુ ચીવટપૂર્વક તેઓ થાળી તૈયાર કરી રહ્યાં હતાં. મારા આવ્યાની તેમને ખબર ન હતી. હું તેમની થાળી તૈયાર કરવાની એકાગ્રતા વિસ્મયપૂર્ણ નેત્રે જોઇ રહ્યો. મારી થાળી આટલા જતનપૂર્વક કોઈએ કદિ

પીરસી હોય એવું મને યાદ નથી. અને મારું એવું છે ય કોણ જે મારી સ્નેહપૂર્વક સારસંભાળ રાખે! ત્યારે સરલાભાભી એ મારી કોણ થતી હતી જે આટઆટલા વહાલ, આદર—પણ જવા દો. એક વાતનું અચરજ મનમાં થયાં કરે છે કે એક જ વારના પરિચયમાં માણસ આટલી ઘનિષ્ટતા કેળવી શકતું હશે? આ ભવ, પરભવની વાતો વિચારવાનું પ્રયોજન મારે ભાગે કદી આવ્યું નથી. છતાંય આજે મન પરભવના પલ્લામાં બેસી જઈ કહે છે: "હા ભાઈ! પરભવની ઓળખાણ જેને કહે છે તે આજ હશે. નહિં તો જેને આ પહેલાં કદી મળ્યો નથી. હા, મળ્યો હતો એક વખત, પણ એ વાતો આજે સ્મરણમાં પણ નથી. છે માત્ર પેલી બાલમૂર્તિ! તેની સાથે આવડી માયા કેમ લાગે! લાગણીના કોઇ અદ્રષ્ય બંધને જ અમે બંધાઇ ગયા હોઇશું; નહિ તો સમાજના રિવાજને, કુંવારી વહુ—યુવાન કુંવારી વહુ કુટુંબની કોઈ પણ પુરુષ વ્યક્તિ સાથે હસી બોલી પણ ન શકે, ત્યારે સરલાભાભી એ બધાંને અવગણીને મારી પાસે, યુવાન દિયર પાસે દોડી આવ્યાં હતાં.

થાળી પીરસી ઊભા થઈ બહાર જવાની તૈયારી કરતાં હતાં, ત્યાં મને ઉંબરામાં જ ઊભેલો જોઇ બોલી ઉઠયાં: "અહિં ઊભા છોને બોલતા પણ નથી? હું તો તમને બોલાવવા જ આવતી હતી, ચાલો."

હું રસોડામાં જતો હતો ત્યાં બાને આવતાં જોઇ ત્યાં જ થોભી ગયો.

બાએ પૂછ્યું: "સ્વરૂપ, અત્યાર સુધી ક્યાં ગયો

હતો? જરા ઘડિયાળ સામું તો જો! બહેનનાં લગ્ન છે, ઘરમાં કાંઈ કામકાજ હોય કે નહિ? મોટાભાઈ એકલા કેટલી જગ્યાએ પહોંચી શકે? લે ચાલ પીરસી દઉં."

હું સાંભળી રહ્યો અને થોડીવાર પછી કહ્યુઃ "સરલા-ભાભી છે અહિં."

બા કશું બોલ્યા વગર મોંઢુ વાંકુ કરી ચાલ્યાં ગયાં. હું તેમને જતાં જોઇ રહ્યો. પછી અંદર જઈ પાટલા ઉપર બેઠો પણ જમી શકયો નહિ. થોડી વાર પછી ખાધું ન ખાધું કરી હાથ ધોઇ ત્યાંથી ઊઠી બહાર ચાલ્યો ગયો.

સરલા ભાભી પણ કંઇ બોલ્યાં નહિ.

અને મનના વિષાદને ખંખેરીને જે કામ માટે આટલે દૂરથી આવ્યો હતો તે કામે લાગી ગયો.

## ૫

સાંજના પાંચેક વાગ્યે બજારનું બધું કામકાજ પતાવી ઘેર આવી મારા રૂમમાં જઇ થાક ખાતો બેઠો. ત્યાં બા અંદર આવી ઊભા રહ્યા.

"કાં, સ્વરૂપ, બધી ચીજ વસ્તુ લઇ આવ્યો ભાઇ?"

"હા, બધું જ આવી ગયું છે."

"જો, અહિં થોડા દિવસ રહેવું છે માટે ડાહ્યો થઈ રહેજે."

હું તેમની આ અસંબંધ શિખામણ સાંભળી મૂઢ જેવો બની ગયો.

તેમણે આગળ ચલાવ્યું: "સૌ સાથે સંપીને રહેજે. અને આ બધાય ઉછાંછળાવેડા તજી દે. આ બધું છે ઇ તમારૂં જ છે ને! જેનું હતું એ ય મૂકીને ચાલ્યાં ગયાં."

બાપુજીનું નામ વચ્ચે લાવી, આંખમાં આંસુ આણી, પછી પાલવ વતી લૂછતાં રડવા લાગ્યાં. બધી વાતનો—શિખામણનો અર્થ હવે મને સમજાઈ ગયો. હું સાંભળતો જ બેસી રહ્યો. પ્રતિકાર કરવાનો કંઈ અર્થ ન હતો. આથી તેમનો વધુ શિખામણ આપવાનો ઉત્સાહ ઓસરી ગયો હોય તેમ મને લાગ્યું. આ નિરૂત્સાહે તેમના મનમાં ગુસ્સો પેદા કર્યો હોય તેમ તેઓ જરા ઉંચા સ્વરે કહેવા લાગ્યા: "અને જો આ કુંવારી વહુ સાથે વધુ છૂટ લેવી સારી નથી."

હું ચમક્યો. મેં પૂછ્યું: "કોની વાત કરો છો!"

"સરલાની. કુંવારી વહુ છે, અને જુવાન દીકરી સાથે આટલાં માણસોમાં આમ વર્તવું મને ઠીક લાગતું નથી."

"એટલે મારે એની સાથે બોલવું નહિ એમ ને?" હું ગુસ્સે થયો.

"લે—હું એમ ક્યાં બોલવાની ના પાડું છું." કહેતાં બાની આંખમાં પાણી આવી ગયાં.

મેં જરા નીચા સ્વરે કહ્યું: "જુઓ બા, હું આમ ધારતો જ હતો કે આવું કંઇ થશે. અને એટલા જ વાસ્તે હું લગ્ન ઉપર આવતો ન હતો. અને તમે કહેતાં હો તો હું આજે જ ચાલ્યો જાઉં. મને આ ઘર છોડતાં પહેલાં પણ દુઃખ થયું નથી, આજે પણ નહિ થાય. મા તમારા આંસુ જ મને અહીં ખેંચી લાવ્યાં. આપણાં મન જુદાં પડી ગયાં છે ને હવે સાથે રહી કલહ વધારવાથી શું ફાયદો? મારે તમારી કાંઈ મિલ્કત જોતી નથી, તેમાંથી કાંઇ ભાગ પણ નથી જોતો, સુખેથી તમે તમારે બે ભાઇ-ઓને વહેંચી આપજો. અને મારા બાપુજીની પણ અંતિમ ઈચ્છા એવી જ હતી, તેમની જ ઈચ્છાથી આ ઘર છોડી મારે ચાલ્યું જવું પડયું હતું અને આજે હવે તમારી ઈચ્છા-થી મારે જવું પડશે તો મને જરાએ દુઃખ નહિ થાય."

ગુસ્સામાં આવી જઈ હું કેટલું બધું બોલી ગયો તેનું ભાન મને બાના ચહેરા પર નજર જતાં થયું. તેમની આંખો આંસુ વડે છલકાઇ રહી હતી. હોઠ રૂદનના વેગથી ફફડી રહ્યા હતા. રોતાં રોતાં જ તેમણે મને કહ્યું: "ભાઈ, હું તને પગે લાગું છું. આટલા માણસો વચ્ચેથી એમ

ચાલ્યો જઇ મારું જીવતર ઝેર કરી નાખીશ મા.”

પાલવ વડે આંસુ લૂછી નાખી બા બહાર ચાલ્યા ગયાં, ત્યારે મારા મનમાં એક વિચાર ઉદ્ભવ્યોઃ કે ‘માણસ શું સ્રીના આંસુઓને ઓળખી શકયો છે? બંને આંખમાંથી શ્રાવણ—ભાદરવો વર્ષાવી તે છળકપટ કરી રહી છે કે આ સાચું હશે? કદાચ આનું કારણ એ પણ હોય કે તે જ્યારે ઇચ્છે ત્યારે આંખમાંથી આંસુના પુર વહાવી શકે છે. અને એટલે જ આપણે પોતે ક્યારે એ આંસુના પુરમાં તણાઇ જઇએ છીએ એવી આપણને પોતાને ય ખબર નથી પડતી!

આજ મને યાદ આવે છે કે ઝાઝા નહિ, થોડાં જ વર્ષો પહેલાં, આજ ઘેરથી, આજ આંસુઓની અવહેલના કરી નીકળી છૂટયો હતો. પણ તે દિવસે તેનું લગીરે દુઃખ નો’તું અને આજે પણ નથી.

મને તમે ગમે તે કહો એની મને જરાયે પરવા નથી. પણ હું જે છે તે, એ જ સત્ય સ્વરૂપે જ કહેવાનો. લોકો કહે છે ‘મા’ બોલતાં મોઢું ભરાય પણ મને તો કદી-યે તેવી લાગણી થઈ નથી. મેં કદીયે મા–બાપ અને કુટુંબ પ્રત્યે એકાત્મભાવ અનુભવ્યો નથી, અને આજે હવે તેવી ઇચ્છા પણ નથી. સગાસ્નેહીઓ વચ્ચે રહીને પણ હું સાવ અસ્પર્શ્ય જ રહ્યો છું.

બારે બુદ્ધિ અને સોળે સાન એમ કહેવામાં આવે છે અને જયારે એ બુદ્ધિ અને સાન ભેગાં થયાં, જેમ બે વાદળાંનું અતિ પ્રેમપૂર્વકનું મિલન વીજળી સહન કરી શકતી નથી અને તેમાંથી ભયંકર ચીસ પાડતી ધરતીને ખોળે આવી પડે છે તેમ, જ્યારે એ બંનેના મિલને હું ઘરમાંથી

જગતસાગરમાં ફંગોળાયો અને અથાગ પરિશ્રમ પછી કિનારે આવી વિરાટ મા ધરતીને ખોળલે માથું ટેકવ્યું.

મને બધા લાગણીશૂન્ય માને છે. પણ ખરેખર તેમ નથી. બધાંની જેમ મારા હૃદયમાં દયા, માયા, મમતા, સ્નેહ, વાત્સલ્ય અને એવી એવી તો કંઈક લાગણીઓનાં વહેણ બંધાયેલાં પડયાં છે. અને તે મનુષ્યહૃદયમાં સામાન્ય હોય છે. એ બધાંને કોઈની દિલ–પ્યારની હુંફ વડે જાગૃતીની જરૂર છે. માણસ માણસને ઓળખે છે, સબંધ રાખે છે, આ બધું લાગણીના જોરે જ બને છે એમ કોઈ કહેશે. પણ એ વાત તો મનુષ્ય જન્મ્યો છે માટે જીવી જવાનો છે એના જેવી થઈ. પણ ત્યારે માણસના મનની, હૃદયની, દિલની સોપાન બંધાઈ એ માનવીઓને એ સોપાને સોપાને ઉન્નત આસને લઇ જઇ બેસાડી દેશે ત્યારે જ સ્નેહ, માયા, મમતા, પ્રેમ એ બધું શું છે એ સમજાય છે. સામાન્ય સમજણ માટે કદાચ આ વાત સમજવી મુશ્કેલ પણ થઈ પડે. મને એમ લાગ્યું કે મારી અને સરલાભાભી વચ્ચે એવી જ સોપાન કોઈ અજ્ઞાતે બાંધવી શરુ કરી દીધી છે અને ખુદ ઈશ્વર પોતે આવીને પણ તેને રોકી શકે તેમ નથી.

સરલાભાભીને અંદર આવતાં જોઇ, મેં હસવાનો પ્રયત્ન કર્યો પણ મોઢા પરની ગ્લાની સત્યાગ્રહ કરીને બેસી રહી. મેં કહ્યું: “ આવો ભાભી.”

એકાએક ઘેરાઈ ગયેલાં વાદળા જેવી તેમની સ્થિતિ–દેખાવ હતો. તેમણે કહ્યું: “ ચાલો, ચા પીવા ચાલો.”

“ કયાં ?”

"બધા સાથે."

"ના, ભાભી. હું ત્યાં નહિ આવું. મારે માટે અહીં જ લઇ આવો."

"ત્યાં નહિ આવો?"

હું ન અવગણી શકયો. મેં ઊભા થઈ કહ્યું: "ચાલો."

અમે બંને સાથે જ બહાર નીકળ્યાં. સરલાભાભી બીજી તરફ ચાલ્યા ગયા.

કોઇ એક સ્ટેશનના કોલાહલે અમારા વાંચનમાં ક્ષતિ પહોંચાડી. ટ્રેન પ્લેટફોર્મમાં આવી ઊભી હતી. સામેની ઘડિયાળમાં મારી નજર પડી. અને ઘડિયાળે બારના ટકોરા વગાડવા શરુ કર્યા. હું ડબ્બામાંથી નીચે ઉતરી બહાર બારી પાસે આવી ઊભો રહ્યો. અને પછી ભારતીને કહ્યું: "ભારતી, હવે તું સૂઈ જા. નહિ તો પછી ક્યાંક તબિ...."

"મારી તબિયતની ચિંતા કરીને જ માંદી પાડશો!" ભારતીએ હસતાં હસતાં કહ્યું.

"ના પણ....એમ...."

"ત્યારે શું! હું કાંઈ એટલું બધું પુણ્ય કરીને નથી અવતરી કે...."

"ના-ના, ભારતી-! હું ન સાંભળી શકયો. ત્યાં ઊભો પણ ન રહી શકયો. ભારતીની એ વાતે મારા મનને ગ્લાનીમય બનાવી મૂકયું. થોડીવારે ટ્રેનની વ્હીસલ વાગી વાગી અને હું પાછા ફર્યો. કંઈ પણ બોલ્યા વગર મારી જગ્યાએ બેસી ગયો.

"તમને બહુ દુઃખ થયું નહિ?" ભારતીએ પૂછયું.

"હા, ભારતી. મને દુઃખ થયું. પુત્રની ચિંતા કરતાં પિતાનું દિલ કોઇ પુત્ર સમજી શકયો છે? એ પુત્ર પણ જ્યારે પિતા થાય છે ત્યારે એની પણ એજ હાલત હોય છે. ભારતી, હું તને એમ કહું કે હું ન હોઉં તો....?

ભારતીએ મારા મોઢા આડો હાથ દઈ મને બોલતો અટકાવી દીધો, અને પછી નીચું જોઈ બેસી રહી. મેં તેનું મોઢું ઉંચું કરી મારા તરફ ફેરવતાં કહ્યુંઃ "ભારતી!"

તેની આંખો છલાછલ પાણીથી ભરાઇ આવી. મેં રૂમાલ વડે આંસુ લૂછી નાખતાં કહ્યું: "ગાંડી, નાહક આવી નકામી વાતમાં રડી પડી. તારા કરતાં તો આ સરલાભાભી કેટલા મજબૂત મનના છે. હું ચાર પાંચ દિવસ ત્યાં રહ્યો હોઇશ અને એટલા દિવસમાં તો તેમના ઉપર ઘણું ઘણું થઈ ગયું. છતાં તેઓ તો એનાં એ જ રહ્યા. એમને કોઈ નથી સમજી શકયું. હવે થોડીવાર આરામ કર."

"ના, મારે આરામ નથી કરવો." કહી ભારતીએ જ નોટ લઇ આગળ વાંચવું શરૂ કર્યું.

ø

વર્ષા પછીના વાતાવરણની જેમ ઘરનું વાતાવરણ પણ કંઇક હળવું બન્યું. સૌએ સાથે મળીને ચા–નાસ્તો કર્યો. અને સાથે સાથે વડિલો તરફથી ગઈ ગુજરી ભૂલી જઇ કુટુંબ સાથે સંપ સલાહથી રહેવાની શિખામણ પણ આપવામાં આવી. ચા નાસ્તો કરી હું મારા રુમમાં આવ્યો ત્યારે સરલાભાભી અને હંસાબહેન મારા રુમમાં બેઠા હતા. તેમને બેઠેલાં જોઇ હું પાછો જતો હતો ત્યાં હંસાબહેને મને બોલાવ્યોઃ "આવોને ભાઈ, પાછા કેમ ભાગ્યા?"

મેં અંદર જઈ એક ખુરશી ઉપર બેસતાં કહ્યુંઃ "મને થયું કે તમારી વાતોમાં...."

"ના, ના. અમે તો અમસ્થા વાતો કરતા બેઠા હતા."

કેટલીક ક્ષણો પર્યંત અમે મૌન બેસી રહ્યા. થોડીવારે મૌન ભંગ કરતાં હંસાબહેને કહ્યુંઃ "સ્વરૂપભાઇ હું તો તમને કહેતાં જ ભૂલી ગઈ."

"શું?"

"કમળા આવી હતી."

"ક્યારે?"

"થોડા દિવસ પહેલાં. ખાસ તમને મળવા અને તમારું ઠેકાણું પૂછવા આવી હતી."

મેં જરાયે ઉત્સુકતા બતાવ્યા વગર પૂછયું: "પછી ઠેકાણું આપ્યું ?"

"હા."

સરલાભાભીને કોઇએ બોલાવ્યા. તેઓ 'હમણાં આવું છું' કહી ચાલ્યા ગયા. તેમના ગયા પછી કોઈ ખાસ વાત કહેતી હોય તેમ આજુબાજુ નજર ફેરવી હંસાએ ધીમેથી કહ્યું: "સ્વરૂપભાઈ, બીજી એક વાતની તમને ખબર છે ?"

મેં પૂછયું: "કઈ વાતની ?"

"વિપિનભાઈ અને સરલાભાભીની."

"ના, ના."

"વિપિનભાઈને છે ને તે સરલાભાભી નથી ગમતાં."

"ગમતાં નથી ! શા માટે ?"

"ઈ તો કોણ જાણે. પણ લગ્ન કરવાની ના પાડે છે. સરલાભાભી કેટલા સરસ છે !"

મારા આશ્ચર્યનો પાર નથી રહ્યો. વિપિનભાઇને 'સરલા ગમતી નથી' એ શબ્દો સાંભળી મને દુઃખ થયું. વિપિનભાઇને હું ઓળખું છું. એ જ્યાં રહે છે, ઉછર્યા છે, તેને ગામડું તો ન કહી શકાય તેમ શહેરના નામથી પણ ઓળખી શકાય તેમ નથી. એમના માટે વાણી વિસ્તારી વર્ણવી શકાય એવું કંઈ છે જ નહિ. 'બહુ તંત બળવંત' ગણી જુના સંસ્કારોને તો ત્યાંના લોકોએ એવી રીતે પકડી રાખ્યા છે કે તે છોડાવવા માટે નવા સંસ્કારો વડે અભીભુત થવા માટે કહેવું એય કેવળ અસંભવિત છે ! ત્યાં જ, એજ વાતાવરણમાં અમારા વિપિનભાઇ છએક અંગ્રેજી સુધી

અભ્યાસ કરી સુધરેલ હોવાનો દંભ કરી રહ્યા છે. હું તેમના પરિચયમાં દીર્ઘસમય સુધી રહ્યો છું. અને તેમના માટે કદીયે માનભરી લાગણી ઉપજી નથી. તેમના એ સુધરેલપણા ઉપર મને હંમેશા તિરસ્કાર જ ઉપજ્યો છે. તેમનામાં મેં કદી સંસ્કારિતા ભાળી નથી. આચાર વિચારમાં જમાના જુના માનવીની હરોળથી વધારે આગળ તેમને બેસાડી શકાય નહિ. તેમણે થોડા ગુજરાતી લેખકોનાં પુસ્તકો વાંચ્યાં છે; વિચાર્યા વગર અને તેનાજ અપચાના પરિણામ રૂપ આ સુધરેલ હોવાનો દાવો. ટુંકામાં તેમનામાં એવી કોઈ વિશિષ્ટતા નથી કે તમને કહી શકું. સરલાભાભીને યોગ્ય હોવાની તેમની જ કોઈ જાતની લાયકાત હોય એવું મને નથી લાગતું. તો પછી શા માટે તેમણે એ અવિચારી વેણ ઉચ્ચાર્યું હશે? કોઇ જાણતું નથી. એ વિશે કોઈને તેમને પૂછવાની જરૂરિયાત પણ જણાઈ હોય એવું લાગતું નથી. હું મારાએ બધાં કુટુંબીઓને ઓળખું છું. પૂર્વજોનું સંસ્કારબળ હજીયે તેમનામાં કાયમ છે. તેઓ માને છે કે, બાળકબુદ્ધિ છે. પછી તો ઘીના ઠામમાં ઘી પડયું રહેશે. આથી વધારે તેઓ કંઈ કહેવાના નથી.

રમાભાભીએ સહાસ્ય અંદર પ્રવેશતાં કહ્યું: “શું ભાઈબહેન આમ મૂંગા બની બેઠાં છો?”

જવાબમાં અમે બંને માત્ર હસ્યા. અને પછી હું ત્યાંથી ઊઠી બહાર ચાલ્યો ગયો.

***

## ૭

રાત્રે જ્યારે ફરી ઘેર પાછો આવ્યો ત્યારે વડિલો લગ્ન વિષેની વાતચીતમાં મશગૂલ હતાં. કોઈ બે ત્રણ નવાં મહેમાનો પણ આવેલાં જણાતાં હતાં. બાળકો સૌ, જેને જેમ ફાવ્યું તેમ આડા અવળા સૂઈ ગયા હતા. હું ધીમે ધીમે ત્યાંથી પસાર થઇ મારા રુમમાં આવી કપડાં બદલાવી બિછાનામાં જાગતો પડયો.

મનમાં ને મનમાં કેટલીયે વાર એક પ્રશ્ન જાગી ઊઠે છે કે શું મારે જ લલાટે આટલું બધું દુઃખનું સુખ લખ્યું હશે? એ પ્રશ્ન, પ્રશ્ન જ રહે છે. એનો ઉત્તર કયારેય, કયાંથી મળ્યો નથી અને મળશે કે નહિ એ જાણતો પણ નથી. ભૂત અને ભવિષ્યની વાત વિશે મનને નાહકં મૂંઝવણમાં નાખવું મને નથી ગમતું. અને મારા જેવા એકલપેટા માનવીએ શા સારુ એવી ચિંતા પણ કરવી જોઇએ! આમ છતાં ભૂતકાળના કેટલાંક જખ્મો જાણે રૂઝાવાને માટે પડયાં જ નથી. જખ્મની વેદના સદાકાળ જાણે સજાને રૂપે મારા ઉપર ઠોકાઈ ગઈ હોય એવું લાગ્યા કરે છે. પણ જ્યારે કોઇ એના ઉપર મલમપટી કરવા આવે છે ત્યારે મન આકુળ વ્યાકુળ બની બોલી ઊઠે છે.” ભાઇ, તમારી એ મલમપટી રહેવા દો, એ ઘાને રૂઝવવાને બદલે વધારી મૂકશે અને એ મારાથી નહિ સહેવાય. એના કરતાં આ જખ્મની વેદનાનું સુખ જ મને ભોગવવા દો! એ દર્દને આજે કમળા

નામના શબ્દે ઉખેળ્યું છે. મનની એ ગ્લાની—બેચેનીએ સઘળે અશાંતિ કરી મૂકી છે. ક્યાંયે જંપ નથી. ક્યાંયે શાંતિ નથી. જાણે એ દુઃખમાં ભાગ લેવા મન કોઇને નોતરું દઇ રહ્યું છે. પણ કોને? એ તો હુંય નથી જાણતો.

હું પલંગ ઉપરથી ઉઠયો અને ઓરડામાં આમતેમ આંટા મારવા લાગ્યો. આજે મને થઈ શું ગયું છે? તે દિવસે તો કમુનો સહેલાઇથી ત્યાગ કરી ચાલી નીકળ્યો હતો. તેના મળવા આગ્રહોના કાલાવાલાભર્યા શબ્દોને ખૂબ શાન્તવન આપીને મળવા નો'તો ગયો. પણ આજે આ બધું શા માટે યાદ આવે છે? આટલી નબળાઇ મારામાં ક્યાંથી પ્રવેશી ગઇ? કેવી રીતે, ક્યા શબ્દોમાં હું મારા મનને આશ્વાસન આપું એ જ સમજાતું નથી.

એ મુંગી વેદનાને શબ્દદેહ આપી, દિલનો ઉભરો ઠાલવવાં ટેબલ પર જઈ બેઠો. પણ હૃદયમાં સૂતેલી સહાનુભૂતિની રેખા સળવળી ઊઠી અને બોલીઃ "શા માટે મનનો અજંપો ઠાલવી દુનિયાના માનવી આગળ એ નારી હૃદયની હાંસી ઉડાવીશ? તારા એ ક્ષણ સ્થાયી કલાકોના સહવાસને........"

દિવસો પહેલાંની વાત છે. એક દિવસ અચાનક આ ઘરને ઉંબરે આવી ઊભો. ત્યારે તે આ ઘરે મહેમાન હતી. અમારો મેળાપ થાય ત્યાર પહેલાં જ મને એના વિશે ઘણી કઠોર વાતો સંભળાવી દેવામાં આવી હતી. એટલે એ બંડખોર યુવતીને જોવા—મળવાનું મારું કુતૂહલ વધી પડયું. સાંજે જમવા ટાણે અમે ભેગાં થઈ ગયાં. એ લાવણ્યમયીને

હું ઘડીભર નિહાળી રહ્યો. મને થયું ! ક્યાં ભાગ્યશાળી પુરુષના લલાટે આ લાવણ્યના ઉપભોગી થવાનું લખ્યું હશે?

જ્યારે મારી અનુભવ કિતાબ ઉઘાડી બેસું છું, ત્યારે એમ લાગે છે કે આ લાવણ્ય–સૌન્દર્ય કેવળ વેડફાવા માટે સર્જાયા છે ! એની ઉપયોગિતા નથી, યથાર્થતા નથી ! જેમ માણસ વિકસીત પુષ્પને ચૂંટી, તેનો આસ્વાદ લઈ ગમે ત્યાં ફેંકી દે છે તેમજ ઇશ્વરે નિજાનંદ માટે આ પુષ્પનું સર્જન કરી મર્ત્ય લોકમાં તો નહિ નાખી દીધું હોય ! તમને થશે કે 'ભાઇ, અતિશયોક્તિની પણ હદ હોય છે. તે સુંદર હશે.'

પણ મારે તો જે કહેવાનું છે તે તેની હૃદય સંસ્કારિતા વિશે. પણ ના, વિવેકબુદ્ધિ પોકારી ઊઠે છેઃ "અરે, તું કોના જોર ઉપર એક નારી હૃદયને ઓળખવાનો દાવો કરી આ બધું કહી રહ્યો છે? સાગર ઉલેચ્યે કદી સાર નીકળે ખરો ! તજી દે બધાં આપ વડાઈનાં વિચારો."

ત્યાં વળી અંતરમાં રહ્યે રહ્યે કોઈ કહી રહ્યું છેઃ "તું તારે લખ્યે જા, સત્ય સ્વરૂપે જે કંઈ કહેવું છે તેને માટે સંદેહ રાખવાની શી જરૂર છે?"

પીરસી રહ્યા પછી તેણે સહાસ્ય કહ્યુંઃ "હું તમને મળવા માટે........"

મેં વચ્ચે જ કહ્યુંઃ "હું તો તમને ઓળખતો પણ નથી. કદી જોયા હોય તેવું સ્મરણ પણ નથી."

"પણ મેં તો તમારા વિશે ઘણું સાંભળ્યું છે. અને

મારા વિશે પણ તમને જરૂર સંભળાવવામાં આવ્યું જ હશે જ."

હું ઘડીભર આ વિચક્ષણ યુવતી સામે જોઈ રહ્યો. હું ઇન્કાર ન કરી શક્યો. મને તેના વિશે જેટલું કહી શકાય તેટલું સંભળાવી દેવામાં આવ્યું હતું. પણ એમાંથી મારે કાને જેટલું પડયું હતું તે તો આજે યાદ નથી. મેં માથું નીચું કરી કહ્યું: "હશે!"

"હશે નહિ, છે. પુરુષ પ્રકૃતિનો આ દોષ જ હું ક્યારે ય સહન નથી કરી શકતી."

"હું ન સમજ્યો."

"સ્ત્રી આગળ પોતાની હાર કબુલ કરવા કરતાં તેને તિરસ્કારી કાઢી પોતાની જીત પુરવાર કરશે."

"પોતાની હાર કબુલ કરી જીતી જાય એના કરતાં એમનો એ વિજય શું પરાજય કરતાં જરાયે વધારે છે?"

તેણે કંઇ જવાબ ન આપ્યો. તેના પ્રત્યુત્તરની રાહ જોઇ થોડીવારે મેં કહ્યું: "શું ઝવેરાત તોળવાના કાંટે અનાજના કોથળાઓ જોખી શકાશે?"

રસોડામાં જઈ ગરમ પૂરી લઈ આવી મારી થાળીમાં મૂકતાં તેણે કહ્યું: "મેં બધાંના જેવા તમને પણ ગણી કાઢવામાં ભૂલ કરી હતી, ખરુંને?"

"જાણ્યા વગર શું જવાબ આપી શકું?"

"તમારો જવાબ મને મળી ગયો છે."

"વાહ! હજી તો હું તમારો સવાલ પણ નથી સમજ્યો. અને તમને એ સવાલનો જવાબ પણ ન મળી ગયો. તમે યે અદ્દભૂત છો!"

"રૂપાળી તો છું જ."

આવું અસંબંધ વાક્ય સાંભળી હું સ્તબ્ધ બની તેની સામું જોઈ રહ્યો.

ફરી તે સ્મિત કરતાં બોલી ઊઠીઃ "શું હું સુંદર નથી ?"

હું તેના સામું જોઇ રહ્યો. મેં કંઇ જવાબ ન આપ્યો. એકાએક તે ખડખડાટ કરતી હસી પડી અને પછી કહ્યુંઃ "અરે! આ શું કરી રહ્યાં છો ? જરા તમારા હાથ..."

અને તે ફરી હસી પડી. મેં મારા હાથ તરફ નજર કરી તો હું પુરીને બદલે શાકને દુધમાં બોળી રહ્યો હતો. હું પણ હસી પડયો અને પછી મશ્કરીભર્યા સ્વરે બોલી ઊઠયોઃ "કદાચ તમારા પ્રશ્નનો આ અણજાણ્યે ઉત્તર દેવાઈ ગયો! ખેર?"

હું ચરુ કરી ઊઠયો અને ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો.

મેં ધાર્યું હતું તે પ્રમાણે જ મારી રાહ જોતી મારા ઓરડામાં બેઠી હતી. પણ તે આટલી હદ સુધીની હિંમત બતાવી મારું 'ડોકયુમેન્ટ કેઈસ' ખોલી મારા કાગળો વગેરેની જડતી લેતી હશે એવું તો કલ્પનામાં પણ નો'તું. હું દિગ્મૂઢ બની તેને મારા કાગળો વાંચતી જોઈ રહ્યો. થોડીવારે પગરવ સાંભળી તેણે મારી તરફ નજર નાખી, ધીમુ હસતાં બોલીઃ "સારું થયું તમે આવી ગયા. નહિ તો મારે તમારી સજા પૂરી ભોગવવી પડત."

કાગળો મૂકતાં મૂકતાં છૂટકારાની નિરાંત અનુભવતી

હોય તેમ 'હાસ' કહી મારી તરફ જોઈ કહ્યું: "અરે! તમે ઊભા છો કેમ? ના, ના, ત્યાં નહિ, અહિં મારી પાસે આવી બેસો."

હું તેની પાસે જઇ બેઠો, અને પછી કૃત્રિમ ગુસ્સો કરતાં કહ્યું: "મારા ઘરમાં ઘૂસી જઈ, મારા ખાનગી કાગળો વાંચવા અને ઉપરથી વળી મને જ બેવકૂફ........"

"બસ, બસ, ગુસ્સે થતાંય નથી આવડતું: " કહી તે હસી પડી.

હું પાછો પડી ગયો. અપરિસીમ ક્ષોભને લઈ ઉચુ પણ ન જોઇ શકયો. મને થયું: આ મારી નબળાઈના છિદ્રો વાટે થઈ મારા રોમેરોમમાં ન જાણે કઈ જાતની લાગણી પ્રસરાવી રહી છે! આજ સુધીમાં હું કેટલીયે સુંદર સ્ત્રીઓના પરિચયમાં આવ્યો છું, પણ મને આ રીતે તો કોઈ મહાત્ કરી શકયું નથી! કે પછી તેના સૌન્દર્યના શીતળ અગ્નિ........

"શું વિચારમાં પડી ગયા?"

"તમારા વિશે જ તો!"

"પ્રેમમાં પડી જવાનું મન થઈ જાય છે?" કહી પોતે જ બડબડાટ કરતી હસી પડી. પણ મને એના એ હાસ્યમાં દંભ દેખાયો. જાણે મહેનતપૂર્વકના એના એ હાસ્ય પછી તેના મુખ પર ગ્લાની, ફિકાશ અને વેદનાનો આભાસ થયો. મને લાગ્યું કે હું તેના આ હાસ્યને કળી ગયો છું એ તે જાણી ગઈ હતી. અને પછી ધીમે ધીમે તેણે મોઢું ફેરવી લેતાં કહ્યું: "રખે એવી ભૂલ કરતાં! હું બહુ કમનસીબ છું."

"કમનસીબ ?"

"હા. હું જન્મી ત્યારથી બધાં એમ માને છે. મારા માતાપિતાને મારી તરફ એટલા જ કારણે ભારે અણુ-ગમો છે."

"તમે પણ એમ જ માનો છો ?"

"હા."

"તો ખરેખર, તમે નહિ પણ તમારા માતાપિતા...."

"છિઃ છિઃ" અને પછી એક ઉષ્ણ નિશ્વાસ નાખી બોલીઃ "આવતી કાલે તો હું અહીંથી ચાલી જવાની છું, પછી ક્યારે મળશું અથવા નહિ પણ મળી શકીએ, એ કોઇ જાણતું નથી. ક્ષણ કાળનો સહવાસ આવડી માયા કેમ લગાડી દેતો હશે તે તો આજે અનુભવીને પણ નથી સમજી શકતી. સદાકાળ હું પુરુષ જાતિનો તિરસ્કાર કરતી રહી છું. પણ તમને જોતાં જ મને મારું એ સંકલ્પબળ ઓસરતું લાગ્યું. મને થાય છે કે; હું સમજું છું કે એ અસંભવિત છે છતાંયે, મારા અભિમાન, ગર્વ, લોકલાજ બધું જ ફગવી દઈ મારો સમસ્ત દેહ તમારા........"

"કમલ !" હું સ્તબ્ધ બની સાંભળી રહ્યો હતો. પણ તેના છેવટના શબ્દો સાંભળી વિસ્મય બની બોલી ઉઠયો. આ યુવતી એના ગાંડપણમાં કોણ જાણે શું બોલી રહી છે !

તે નિઃસાસો નાખી મૃદુ ભાવે બોલીઃ "તમે ય આમ કરશો તો હું મારો હૃદયભાર ક્યાં જઈ હળવો કરીશ, કહો તો ?"

મેં ત્રાંસી નજરે તેના તરફ જોયું તો તેની આંખો આંસુથી છલકાઇ આવી હતી. મેં જવાબ ન આપ્યો પછી પોતે જ બોલવા લાગી:

" ગર્વ નથી કરતી. અને તમારી પાસે અભિમાન કરી ઇનામ મેળવવાની લાલચ પણ નથી. મારું સગપણ થઈ ગયું છે. દુનિયા જેને મારા સ્વામી તરીકે ઓળખે છે તેને હું કદી એ રીતે ઓળખી શકીશ કે કેમ એની તો મને ય ખબર નથી. હું એક વખત તેમને મળી અને તેમને કહ્યું કે આપણે બંને કદી સુખી નહિ થઈ શકીએ. આપણું લગ્ન-જીવન....' સાંભળ્યા વગર તેઓ ચાલ્યાં ગયાં પણ પછી તેમણે એવી વાત ફેલાવી હતી કે ' લગ્ન થઇ ગયા પછી વાત છે. એવી પાંસરી નેતર જેવી કરી નાખીશ કે...' પતિ તરીકે તેમને સ્વીકારતા પહેલાં મૃત્યુને હું વધુ વહાલું ગણીશ. દુનિયામાં અપાતા પરવાનામાં, લગ્ન નિમિત્તે અપાતો પરવાનો, એક પુરુષને લોહીમાંસ ભર્યો જીવંત નારી-દેહ, પુરુષની કોઇ પણ ઇચ્છા, જરૂરિઆત, ઉપયોગિતા માટે, એ જ કદાચ હેવાનિયતની પરાકાષ્ટાએ પહોંચેલો હશે! આ બધું જ્યારે મારી કલ્પનાને કાંગરે આવી મારા હૃદયને વેરણછેરણ કરી નાખે છે ત્યારે મારા રોમેરોમમાં જાણે ઊકળતું તેલ રેડાયું હોય તેવી વેદનાથી મન ભરાઇ જાય છે. ફરી ફરી મનમાં પ્રશ્ન ઊઠે છે: આ બધી વેદનાઓ તમારા ચરણોમાં ઠાલવી હું શાંતિ પામીશ? પણ મનને એટલું આશ્વાસન રહેશે કે મારું એક સ્વજન છે તેણે મારી આહને તેના જીગરમાં સ્થાન આપ્યું છે. બસ, એટલું શાન્તવન મારે માટે ઘણું છે."

થોડીવારે તે ત્યાંથી ઊઠી અને મારા ગોઠણ ઉપર માથું નાખી ધ્રુસકે ધ્રુસકે રડી પડી. મેં તેને રડવા દીધી. એ રીતે ય તેનો હૃદયભાર હળવો થતો હોય તો! થોડીવારે માથું ઉંચકી તેણે મારા સામું જોયું. મેં તેના આંસુ લૂછી નાખ્યા. તે સ્વસ્થ થઇ, જમીન ઉપરથી ઉભી થઇ, મારી પાસે આવી બેઠી. ત્યાં બાનો અવાજ સંભળાયો: "અરે! કમું, ક્યાં સુધી ત્યાં બેસી રહીશ. જરા ઘડિયાળ સામું તો જો."

"આવું છું." કહી તે ઊઠી અને પછી મારા સામું જોઇ બોલી: "શું તમે કાલે સવારે જ જવાનું નક્કી કર્યું છે?"

"હા."

"કાલે ન જાવ તો?"

હું જવાબ આપું તે પહેલાં તેને બોલાવતો બીજો સાદ પડયો અને તે ચાલી ગઇ. હું સ્તબ્ધવત્ બની તેને જતી જોઇ રહ્યો.

મને થયું: એકાએક આ બધું શું બની ગયું? આવું બધું તો નવલકથામાંય કોઈ સહન ન કરી શકે. મારા જીવનમાં આ શી વિટંબણા આવી પડી! અલ્પ અહવાસ પણ માનવીના જીવનને આટલી સહેલાઈથી એક ચોકઠામાં મઢી લેતો હશે? બિચારીનું જીવન તેના માતાપિતાએ તેને ન ગમતા, અણઘડ પતિને લીલામ કરી નાખ્યું છે. અને લીલામ! લીલામ સ્તો, એ જ અગ્નિ બની તેના હૃદયને પ્રજાળી રહ્યો હશે એ હૃદયાગ્નિ ઓલવનાર કોઇ નહિ મળ્યું હોય? મળ્યા તો હશે જ. પણ એ બધા તેની સૌન્દર્ય

જ્વાળામાં ખાખ થનારા, ઓલવનારા નહિ હોય, અને આજે એજ કાર્ય મારે નસીબે આવ્યું હોય તેમ લાગે છે. એમ જ છે. એ એની હૃદય વિભૂતિ વિભુષિત કરી ચાલી ગઈ છે. ખેર ! હશે, એ એનું ગાંડપણુ દર્શાવી ગઇ.

રાત્રે મક્કમપણે કરેલાં નિશ્ચયને વળગી ન રહી શકયો. મારી મરજી વિરુદ્ધ હું રોકાઈ પડયો.

સવારે સ્નાન કરી બહાર જવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં તે આવી ઊભી રહી, અને કહ્યું: “ ચાલો, હું પણ તમારી સાથે આવું છું ”

“ ચાલો. ”

શહેરથી દૂર આવેલાં સરોવર કિનારે જઈ અમે બેઠાં. તેણે વાતની શરુઆત કરતાં કહ્યું: “ તમે મને તો કંઈ કહ્યું નહિ ? ”

હું અનિમિષ નજરે તેને નિહાળી રહ્યો, અને નિહાળતો જ રહ્યો.

“ શું જોઈ રહ્યાં છો ? ” કહી તે મારા સામું જોઇ હસી. સ્મિત ભર્યા હોઠે જાણે મારા હૃદય--મનને પ્રફુલ્લિત કરી મૂક્યું. એ વખતનો એનો ચહેરો હું કયારે ય ભૂલી શકયો નથી.

મેં તેના હાથ મારા હાથમાં લઇ લેતાં કહ્યું: “ આ સમસ્ત દેહ–મન તેં મારે ચરણે ન્યોચ્છાવર કરી દીધાં છે, ખરું ? ”

તેણે માથું હલાવી સંમતિ દર્શાવી. એટલે મેં કહ્યું:

"હવે એના ઉપર તારો કશો અધિકાર નથી. હવે એનો અધિકારી તો હું જને?"

તે હાથ છોડાવી લેતાં ખડખડાટ હસી પડી બોલીઃ "આવું શું પૂછ્યા કરો છો?"

"હું કંઈ હસવા જેવી વાત નથી કરી રહ્યો. મારા અધિકારની આવી કિંમતી વસ્તુ મને આમ ખોઈ નાખવી ન પાલવે, સમજી?"

"હા, પણ હું કયાં તમને એમ સહેલાઈથી છોડી દઉં એમ હતી!"

"હં, તો પછી આપણે આજેજ ચાલ્યા જઈએ."

"કયાં?"

"કેમ?"

"શું તમે મને એટલી બધી સ્વાર્થી સમજો છો કે મારી સાથે તમારું જીવન પણ બરબાદીના કુંડમાં હોમી દઉં? ના મારાથી એ નહિ બને."

"આ તું શું બોલે છે?"

"ના, હું તમને એમાં નહિ ઘસડાવા દઉં!" તેની આંખો આંસુથી છલકાઈ આવી.

"તો પછી કહે તો કમલ, તેં મારા હ્રદયમાં આ આગ શા સારું ચેતાવી?"

તે જવાબ દેવાને બદલે તેની હથેળીમાં મોઢું ઢાંકી દઈ હીબકા ભરતી રડી પડી. ત્યાં ગાડીવાળાનો અવાજ આવ્યો. અને અમે ગાડીમાં જઇ બેઠાં. રસ્તામાં તેણે કહ્યુંઃ "હું તમને કયારેય યાદ કરું તો તમે આવશો?"

"મારી તને જરૂર પડશે ?"

"બહુ ગુસ્સો આવ્યો છે મારી ઉપર નહિ ?"

એટલામાં ગાડી ઘર આગળ આવી ઊભી રહી.

સાંજે બહાર નીકળતો હતો ત્યાં તે સામે આવી ઊભી રહી અને કહ્યું: "તમે અત્યારે બહાર જાવ છો ?"

"હા."

"પાછા ક્યારે ફરશો ? હું અત્યારની ટ્રેનમાં જવાની છું."

"મને ખબર છે. બનશે તો વહેલો આવી જઈશ."

"સ્ટેશને આવશોને ?"

"આવીશ." મેં જવા માંડયું.

તેણે મને રોકતાં કહ્યું: "મેં મારો સમસ્ત દેહ–મન તમને......."

"હું જાણું છું."

"પણ એટલું યાદ રહેશે ને ?"

"હા."

"સ્ટેશને આવવાનું નહિ ભૂલી જાવ ને ?"

"ના."

"તો જાવ."

ખરેખર ! મને તેના ઉપર ગુસ્સો આવ્યો હતો. જ્યારે હું તેના માટે જે કાંઇ આપત્તિ આવે તે સહી લેવા તૈયાર થયો ત્યારે તે એક બાજુ ઊભી રહી ગઈ. મને થયું: તો પછી આ બધું નાટક કરવાની શું જરૂર પડી ! એટલે જ મને તેના ઉપર તિરસ્કાર આવ્યો. તેના નીકળી ગયા

પછી હું ઘેર આવ્યો. પણ ક્યાંય ચેન ન પડયું. હું વિચારવા લાગ્યો: "મેં એને સમજવામાં ભૂલ તો નથી કરી ને!"

મન કહેવા લાગ્યું: "તેં એને તરછોડી એ સારું ન કર્યું!"

હું દોડયો. સ્ટેશને પહોંચી જોયું તો ગાડીએ પ્લેટફોર્મ છોડયું હતું. હું અશ્રુભીની આંખે ગાડીને જતી જોઈ રહ્યો.

પારાવાર દુઃખ થયું. છેક છેવટની ઘડીએ જ મેં તેને સમજવામાં–ઓળખવામાં ભૂલ ખાધી હતી. ન જાણે કેમ પણ વિદાય વેળાએ જ કોઈ વિરોધી તત્ત્વે મારા મન ઉપર કબજો મેળવી લીધો છતાંયે એજ મન વારેવારે કહેવા લાગ્યું: "આ દાંભીકતા જ મનુષ્ય જીવનને છિન્નવિછીન્ન કરી નાંખે છે. જે તેનું સર્વસ્વ અર્પણ કરી ચાલી ગઈ છે તેને શું તું કદીયે ભૂલી શકવાનો હતો? શા માટે જુઠ્ઠાણું આચરી સત્યના દર્દને છુપાવવા મિથ્યા પ્રયત્ન કરી રહ્યો છે?"

તે તો ગઈ. હવે ફરી મળશું કે નહિ તેની તો ખબર નથી. આશા પણ નથી. નથી જાણતો કે તે ક્યાં રહે છે, શું તેનું સરનામું છે અને કોઈને પૂછવાની ઈચ્છા પણ નથી. એકાએક કોણ જાણે ક્યાંથી મારા જીવનની હડફેટે ચડી ગઇ અને મને જ અધવચ્ચે મૂકી ચાલી નીકળી.

પ્રભુને દ્વારે–મંદિર આંગણીયે અન્નકૂટ ધરાય છે. અને એ વાનગીઓ આરોગે છે ભાવિકો, ભક્તો, રવિકો, ટુંકામાં તેના કર્તાઓ જ' માત્ર ભોગ ધર્યાનો સંતોષ માની, પ્રભુનો પ્રસાદ ગણી આત્મસંતોષ અનુભવે છે. ભક્તિ અને શ્રદ્ધાના નામેજ આ બધું ચાલે છે. પણ જો એ નારાયણ

અનેક દરિદ્ર નારાયણના રૂપમાં આવી એ થાળ આરોગવાની આંકાક્ષા પ્રગટ કરશે તો એ નારાયણના પરમ ભક્તો એ દરિદ્ર નારાયણને–બીજી બધી વાતો તો ઠીક પણ એ પ્રભુના ઘરમાં ય પ્રવેશવા દેશે ખરા!

માનવીનું મન જ્યારે વિવેક બુદ્ધિથી અકળાઈ ઊઠે છે ત્યારે તે ગમે તેવા સંબંધ અસંબંધ વિચારોને પોતાને રુચિકર ચોકઠામાં ગોઠવી દેવા કટિબદ્ધ થઈ જશે. પણ એ બધું જ્યારે એકાએક ભાંગી પડે છે ત્યારે તેની ભોંઠામણનો પાર નથી રહેતો. મેં પણ કેવી ચિત્રવિચિત્ર કલ્પનાઓ કરવા માંડી છે. એ વાત યાદ આવે છે ત્યારે શરમથી માથું ઉંચું નથી કરી શકતો. એક વાત કહેવી રહી જાય છે. તેને માટે તો મનમાં વિમાસણ થાય છે. પણ વળી એમ થાય છે કે જ્યારે આટલું બધું કહી ચૂક્યો છું ત્યારે પછી છેક છેલ્લી વાત માટે બાકી શું રાખવું?

પ્રભુ મૂર્તિ પાસે એક સ્ત્રી આવી ઊભી રહી અને આક્રંદ કરતી બોલીઃ “પ્રભુ! હું દુઃખી છું, શ્રદ્ધા ગુમાવી બેઠી છું. હું શું કરું, પ્રભુ!”

અવાજ આવ્યોઃ “સમર્પણ.”

સ્ત્રીએ કરૂણ કંઠે પૂછ્યુંઃ “પ્રભુ! હું અબુધ છું.”

અવાજ આવ્યોઃ “તારી જાતને તું ઈશ્વરના ચરણે....”

સ્ત્રી વચ્ચે જ બોલી ઊઠીઃ “પ્રભુ! મારો સંસાર!”

અવાજ આવ્યોઃ “સંસારમાં રહીને પણ તું અહોનિશ યાદ રાખજે કે તું પ્રભુની છે.”

સ્ત્રીએ પૂછ્યુંઃ “પ્રભુ મારો સ્વીકાર કરશે?”

અવાજ આવ્યોઃ "પ્રભુ તો દીનદયાળ છે."

સ્ત્રી આર્જવભર્યા કંઠે બોલી ઊઠીઃ "પ્રભુ, મારો સ્વીકાર કરો. હું તમારે શરણે આવી છું. દેવતા! મને સ્વીકારો!"

અવાજ આવ્યોઃ "પ્રભુ તારો સ્વીકાર કરે છે. શ્રદ્ધા રાખજે તું પ્રભુની છે."

સ્ત્રી હર્ષાવેશમાં મૂર્છા ખાઈ પ્રભુના પાદામ્બુજે ઢળી પડી. ત્યારે તેના ચહેરા પરની રેખાઓ આત્મસમર્પણ-સ્વીકારની આનંદોર્મિથી હસુ હસુ થઈ રહી હતી.

જાણ્યે અજાણ્યે આ સ્ત્રી સાથે કમલની મારાથી સરખામણી થઈ ગઈ. કમલ બધું સમર્પીને હળવી બની ચાલી ગઈ. પણ હું કંઈ દેવ નથી. હું માનવી છું. પુરુષ છું. એટલે જ હું વિચારું છું; મને શું મળ્યું? ત્યારે કોઈ કહેતું હોય એમ લાગે છે. એની હૃદયવેદનાનો અન્નકૂટ તો તે તારે ચરણે ધરી ગઈ છે.

આવું તો હૃદય પાટી ઉપર આલેખાયું અને ભુંસાયું. ત્યાં વળી આજે એ પાટી ઉપર કોઈએ આલેખીને ભૂંસી નાખી હોય છતાં ઝાંખી રેખા દેખાતી હોય તેવી એ દેખાઈ. કમલ આવી હતી અને ચાલી ગઈ, આજે નહિ પણ દિવસો પહેલાં. ના, પણ તે મારે માટે સંદેશો તો જરૂર આપી ગઈ હશે. જરૂર તે કંઈ મૂશ્કેલીમાં આવી પડી હશે! મારે જવું જોઈએ. જવું જ પડશે. મન આકુળ વ્યાકુળ બની ઉઠયું. હું પથારીમાંથી ઊભો થઈ ગયો. કેટલીયે વાર શૂન્યમનસ્ક બેઠો રહ્યો અને પછી હંસાના ઓરડા તરફ દોડયો.

"હંસા! હંસા!!"

કમાડ ઉઘડયું અને અવાજ આવ્યોઃ "સ્વરૂપભાઇ, અત્યારે?"

"હંસા કયાં છે? મારે તેનું કામ છે."

"સ્વરૂપભાઇ, અત્યારે ત્રણ વાગ્યા છે અને હંસાબહેન સૂઇ ગયા છે."

એકાએક ભાનમાં આવ્યો અને મારા વર્તન માટે શરમાયો. મેં કહ્યું: "ઓહ! હું જાઉં છું. નાહક તમને જગાડયા."

"આજ તમારી તબિયત સારી નથી લાગતી."

"ના, મારી તબિયત તો સારી છે, ઘણી સારી છે."

અને હું મારા ઓરડા ભણી પાછો ફર્યો.

હું પથારીમાં પડયો પડયો મનને સમજાવવા લાગ્યોઃ "ભાઈ! શૂન્યને વળગી રહે શું મળવાનું છે? કોઈના સ્મરણના આધારે જિંદગી ટેકાવી, જોખમ વહોરી નાહક દુઃખી થવામાં શું લાભ છે?"

શોક અને સંતાપભર્યો મનને કયારે નિંદ્રાનું આશ્વાસન મળી ગયું તેની તો મને પણ ખબર ન પડી.

કોઇ એક મોટા જંકશનમાં ટ્રેન આવી ઊભી રહી. ભારતીએ આંખો લૂછી નોટ બંધ કરી નીચે મૂકી.

વહેલા ઉઠવાની આદત મને નથી. રાત્રે મોડો સૂવાવાળો માણસ રહ્યો એટલે વહેલા ઉઠવાનું તો બને જ ક્યાંથી! સવારની મીઠી નિંદ્રા અનુભવતો હતો ત્યાં કોઈએ મારા નામની બૂમ પાડી મને ઉઠાડવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. પહેલી જ બૂમે હું જાગી ઊઠયો. ઉંઘતા માણસને જગાડ-

વામાં મહેનત નથી પડતી એટલી જાગતાને જગાડવામાં પડે છે. મને જગાડનાર ઉપર હું ચિઢાયો અને જવાબ આપ્યા વગર પગથી માથા સુધી ઓઢીને જાગતો પડયો રહ્યો. અંતે કંટાળીને તે ચાલ્યા ગયા.

ત્યાં સરલાભાભીનો અવાજ સંભળાયો. તેમણે પલંગ નજીક આવી કહ્યું: " સાત્ર એદી છો! હવે ઉઠવું છે?"

હું સાંભળતો પડયો રહ્યો. તેઓ બોલતા રહ્યાઃ " જાગતા ઉંઘતા માણસને જગાડવાનું! અરે, ઊઠોને સ્વરૂપભાઈ! બહેનનાં લગ્ન છે. ઘરે આટલા મહેમાન છે ને ભાઈ ઘોરતાં પડયા છે." કહી તેમણે માથા ઉપરથી રજાઇ ખેંચી.

' ઉંહું ' કરી પડખું ફરી રજાઇ ઓઢી બરાબર પગ અને માથા નીચે દબાવી પાછો સૂઈ ગયો. અને વળી તેમણે રજાઈ ખેંચી લીધી.

" સ્વરૂપભાઇ આ ગાડું ખોટી થાય છે."

" ઓહોહો! આજનો દિવસ બગડયો."

" કેમ?"

" આ તમારું મોઢું........"

" કેમ! કંઈ ખરાબ છે?"

" ખરાબ નહિ તો શું સારું છે? કોઈની નિદ્રા ભંગ કરવી એ કેવડું મોટું પાપ છે તેની તમને ખબર નથી લાગતી!"

" અને જાગતાને જગાડવો એ કેટલા મોટા પૂણ્યનું કામ છે તેની તો તમને ખબર છે ને?"

"તમે જશો હવે."

"હું તો આ ચાલી. પણ પાછા સૂઈ ન જતાં હાં!"

સરલાભાભી ગયાં. હું બિછાનામાંથી ઊઠી, શૂન્ય ચિત્તે ત્યાં જ બેસી રહ્યો. કેટલોક સમય સુધી એમને એમ બેસી રહ્યો. સરલાભાભી ચા-નાસ્તાની ટ્રે લઈ અંદર આવ્યાં. ટ્રે ટીપોય ઉપર મૂકી બોલી ઉઠયાં: "લ્યો, ભાઇશ્રી હજુ તો હાથ જોડી બેઠા છે!"

મેં કંઇ જવાબ ન આપ્યો અને કોઈ જાતની ચેષ્ટા કર્યા વગર જેસનો તેમ બેસી રહ્યો.

"અમે તમારા નોકર હશું કા?" ભાભી ચીઢાયા, અને પછી ધીમેથી હારી ગયાં હોય તેવા સ્વરે બોલ્યા: "હવે દાતણ બાતણ કરવું છે કે........"

"ભગવાન બચાવે!" કહી ટીપોય ઉપરથી ચાનો કપ લઇ મોઢે માંડયો.

"કેટલા આળસુ છો!"

"ભાભી, એક વાત પૂછું?" મેં ચાનો ખાલી કપ ટીપોય ઉપર મુકતાં પૂછ્યું.

"પૂછો."

"મેં સાંભળ્યું છે કે તમે મારા ભાઈને નથી ગમતાં?"

"લે, એની મને શું ખબર પડે?" એટલું કહેતાં તેમનું મોઢું છોભીલું પડી ગયું. અને એ છુપાવવા તેઓ નીચું જોઈ ચાના કપ અડાળીમાં મૂકવા લાગ્યાં.

હું કંઈ બોલું ત્યાર પહેલાં તો બા અંદર આવતાં દેખાયાં અને અટકી ગયો. સરલાભાભી ટ્રે લઈ ચાલ્યાં ગયાં.

"સરૂપ, હમણાં બે ચાર દિવસ તો વહેલો ઉઠતો જા." બાના અવાજમાં આજ્ઞા નો'તી, વિનતી હતી.

અને હું બિછાનામાંથી ઊઠી ઊભો થઇ કપડાં બદલવા લાગ્યો.

"કપડાં બદલીને ત્યાં આવજે" કહી બા ચાલ્યા ગયા.

હું ઓરડામાં જતો હતો ત્યાં મારે કાને શબ્દો પડયા અને હું ઊભો રહી ગયો.

"સ્વરૂપને તો કાંઇ કીધું થાતું નથી!"

"પણ રેવા એને કાંઇક દાબ તો રાખવો જ જોઈએ ને!" રેવાબહેન મારી બાનું નામ છે.

"એ બિચારી શું કરે! મોટુ જણ્યું, કેટલું કહેવાય? કહેવાની રીતે કહ્યું તો કહે કે 'તમારે મને કાંઈ કહેવાનું નથી, નહિ તો આટલા માણસો વચ્ચેથી હું ચાલ્યો જઈશ."

"નાક જ કપાઇ જાય ને!"

"ને પારકી જણી-વળી કુંવારી, જે બે વેણ કહેવાતાં હોય ઇજ કહેવાય ને?"

"હા, બહેન, કુંવારી વહુને બીજું શું કહી યે શકાય?"

"પણ સમજતી જ નથી. જ્યારે જુઓ ત્યારે 'કાં, સ્વરૂપભાઈ' કરતી પહોંચી જ છે. મૂઈને શરમ જ ન મળે!"

"અમારે નાનો દેર હતો, નો'તો એમ નહિ! પણ

પરણ્યા પહેલાં વાતચીત તો શું એકબીજાંને જોયા યે નો'તા."

"હા અને ઇ વખતમાં મશ્કરીયે કેવી! આજકાલના છોકરાઉંથી સહને ય થાય ખરી? શું કયો છો, જમનાબેન?"

"ઈ સમા તો ગયા. જમાનો સાવ બદલાઈ ગયો. આ જુઓ છો ને કુંવારા દેર-ભોજાઈના લખણ!"

"સરલાના ઉધામા પણ ઓછા નથી! નફ્ફટ ને વંઠેલ!"

"સ્વરૂપે કયાં ઓછો છે?"

"કયાંક બેય જણાં કુટુમ્બને માથે કાળી ટીલી ચોટાડશે ને તો...."

હું વધુ ન સાંભળી શકયો. જે વાત—વિચાર મારી કલ્પનામાં યે ન હતો, તે મારી મચડી ફેલાવી રહ્યાં છે. અમારે વિશે આ લોકોએ ધાર્યું છે શું? સમાન વયના દિયર-ભોજાઈ વાતો કરે તેમાં પણ તેમને અનૌચિત્ય દેખાય છે. તેમને આવી ગલીચ વાતો ઉચ્ચારતાં જરા વિચારવું એ ઠીક નહિ લાગ્યું હોય? મેં તેમનું શું બગાડયું છે? સરલાનો શું અપરાધ છે? ઓહ! પ્રભુ! કયા ગુન્હાની આવડી સજા અમને કરી રહ્યો છે? એક નિર્દોષ અને ભોળી યુવતીના ભાલે કુંકુમને બદલે કાજળ ટીલડી! કેટકેટલી વ્યથા ભરી હશે એ દિલમાં, જેના હૃદયનાથે પરણ્યા પહેલાં જ આશા—ઊર્મિં ભર્યો પ્રેમાળ હૃદયને તરછોડી ફેંકયું હશે?

માસીબાના છેલ્લા શબ્દો મારી સહનશીલતા અને ગુસ્સાની હદ વટાવી ગયા. હું બહાર ન ઊભો રહી શક્યો. રોષથી મારું સર્વાંગ કંપતું હતું. હું અંદર જઈ ઊભો રહ્યો. મને ઓચિંતાનો અંદર આવેલો જોઇ બધાં સ્તબ્ધ બની ગયા. કોઈ મારા સામું જોવાની હિંમત કરી શક્યું નહિ. મારો રોષ ભર્યો ચહેરો જોઈ તેઓ સમજી ગયા કે મેં તેમની વાતો સાંભળી છે.

હું ઊંચા અવાજે બોલી ઉઠયોઃ "માસીબા...."

"સ્વરૂપભાઇ!" હું આગળ કંઇ બોલવા જતો હતો ત્યાં પાછળ ઉંબરા પાસે ઊભા રહી સરલાભાભીએ મને બોલાવ્યો. મેં તેના તરફ દુર્લક્ષ કરી ઓરડામાં ફરી ચોતરફ નજર નાંખી. ત્યાં ફરીવાર તેમણે મને બોલાવ્યો "સ્વરૂપભાઇ, આહિં આવો તો!"

હું તેમની પાસે જઇ ઊભો રહ્યો, પૂછ્યું: "શું, ભાભી?"

"મારી સાથે ચાલો તો," તેણે બહુ જ ધીમા અવાજે કહ્યું. મને લાગ્યું કે તે સ્વરમાં કંઈક એવું હતું જે અવગણી ન શકાય.

"ભાભી......."

તેમણે મને વચ્ચેથી જ અટકાવી દેતાં કહ્યું: "મેં બધું જ સાંભળ્યું છે. તમારે જવાબ આપવાની કંઇ જરૂર નથી, ચાલો."

ઓરડામાં રોષપૂર્ણ દૃષ્ટિ ફેંકી હું બહાર નીકળ્યો,

એટલે સરલાભાભીએ ઓરડાની અંદર પ્રવેશ કરતાં કહ્યુંઃ "બા તમને બોલાવે છે."

હું ત્યાંથી ચાલ્યો ગયો.

"સ્વરૂપભાઈ, તમે જમ્યા?" એક વાગ્યો ને સરલા-ભાભી મારા રૂમમાં, જમવા બોલાવવા આવી પહોંચ્યા.

મેં જવાબ ન આપ્યો. એટલે તેઓ સોફા પાછળ આવી ઊભા રહ્યા, કાન પકડી, ખેંચતા કહ્યુંઃ "કેમ જવાબ આપતાં કાંઈ મહેનત પડે છે?"

હું સોફા ઉપરથી ઊભો થઈ ગયો. મને આમ એકા-એક ઉઠેલો જોઈ બોલી ઉઠયાંઃ "શું થયું છે આજ તમને?"

"મને કાંઇ નથી થયું. પણ તમને શું થયું છે એ જ કહોને! સવારે એટલા માણુસ વચ્ચે...."

"હં! જો ગુસ્સામાં અત્યારે જેમતેમ બોલી નાખતાં! એ બધાં વચ્ચેથી હું તમને ખસેડી ન મૂકત તો શું થાત કહો જોઈએ?"

"થાત શું? ફરી વખત આ રીતે વાત કરવાની ખો ભુલાવી દેત."

"હજુએ ગુસ્સો નથી ઉતર્યો? જરા વિચાર કરો તો, તમે જો આપણે વિશે તેમને કંઈ કહ્યું હોત તો તેમનો સંદેહ ઘટવાને બદલે ઉલટો વધત અને આપણી વધારે નાલેશી થાત. એ રીતે તો તેમને ઉત્તેજન મળત. અને તમે મારો પક્ષ લઈ દોડી આવ્યાં છો તે જાણી તેઓ મારે માટે કેવી હલકી ધારણા કરત! તમને રોકીને મેં તમારો નહિ મારો બચાવ કર્યો છે."

"ખરી વાત છે ભાભી, મારા કરતાં તમારા બચાવની જ ત્યાં વધારે જરૂર હતી. સારું થયું કે તમે આવી પહોંચ્યાં, નહિ તો ક્રોધે ભરાઇ ન જાણે શું શું બોલી ગયો હોત!"

સરલાભાભીની વાત સાચી જ હતી. હું કંઈ બોલ્યો હોત તો તે લોકોને અમારે માટે આથી વધારે ગંદી વાતો ફેલાવવાનું કારણ મળી જાત. મને મારા એ વર્તન માટે શરમ આવી. હું નીચું જોઈ બેસી રહ્યો. કેટલીક ક્ષણો એમને એમ પસાર થઈ ગઈ.

થોડીવારે ભાભી સામે આવી ઊભા રહ્યા અને કટાણું મોઢું કરી કૃત્રિમ રોષભર્યા સ્વરે કહ્યું:

"હવે બીજા કોઈને કાંઇ ખાવુંપીવું હશે કે નહિ? ક્યાંસુધી બેસી રહે?"

"હાસ્તો. મેં તો કોઇને બેસી રહેવાનું કહ્યું નથી."

"તો પછી ચાલોને. નકામી વાતોમાં કેટલો સમય ચાલ્યો ગયો?"

"પણ ભાભી, મેં તો જમી લીધું છે."

સરલાભાભી જ્યારે ગુસ્સે થાય છે ત્યારે તેમને દાંત વચ્ચે જીભને દબાવી ગુસ્સો વ્યક્ત કરવાની ખાસીયત છે. આ જોઈ હું ખડખડાટ કરતો હસી પડયો કહ્યુઃ "કોક દિવસ તમે જીભ કચરી નાખશો!"

"એટલે જ આ બધી લમણાંઝીક કરવાનું સૂઝે છે, એવા છો ને!"

સરલાભાભી ઉતાવળે પગલે ચાલ્યાં ગયાં.

* * *

૮

હું, મારા પ્રગટ થતાં પુસ્તકની છેલ્લી નવલિકા પૂરી કરવા ટેબલ પર જઈ બેઠો. લેખન કાર્યારંભ કર્યા પછી ઘડિયાળની હું પરવા કરતો નથી. મારા સર્જાતા પાત્રો મને એમ કરવા દેતાં નથી. પણ આ કાંઈ હર વખત નથી બનતું. એવી તન્મયતા તો કયારેક જ આવે છે અને ત્યારે એ પાત્રો મને પકડી રાખે છે અને હું તેમને તરછોડી નથી શકતો. કેટલીક વખત એવું કઢંગુ માનવી કોણ જાણે કયાંથી વચ્ચે ટપકી પડે છે કે મહિનાઓ અને વર્ષો સુધી તે ત્યાં એવી રીતે ચીટકી જાય છે કે તેને ખસેડવો એ અઘરો પડે અને ત્યાંથી રસ્તો કાઢવાનું યે ન સૂઝે. ત્યારે પછી સખ્ત હાથે કામ લઈ તેને ત્યાં જ, અંતરિયાળ મૂકી આગળ વધવું પડે છે. ત્યારે કેટલીક વ્યક્તિઓ ઢીલ થાય એ જરાપણ સહન કરી શકતી નથી. એને કોર્ટના કેઈસની માફક મુદતો પડે એ પાલવતું નથી. એ તો કહે છે કે અમારે તો અમારો તાત્કાલિક ફેંસલો જોઈએ. એવી સરકારી રીત અમને ન ખપે! હું તેમનું સમાધાન કરવા કહેતોઃ "બાપુ, એમ કાંઈ હાલે! જુઓ છો ને, સરકારી રાજમાં તો ન્યાયનો એ ન્યાય તોળાય છે. તો પછી આપણે તો એ બધું વિચારીને ચાલવું જોઈએ ને! આવો, હું તમને બધું વિગતથી સમજાવું."

ત્યારે તેઓ કકળાટ કરી મૂકી બોલી ઉઠતાં: "અમારે કાંઇ સમજવું યે નથી. તમારે અમારો ચુકાદો ન આપવો હોય તો કાંઈ નહિ. અમે અમારી મેળે અમારો ન્યાય કરાવી લેશું. તમે અમારી પાછળ ચાલ્યા આવો."

હું તેમને સાંભળી રહેતો. તેમની એ આજ્ઞા હતી. આજ્ઞાને કદી પ્રશ્નાર્થ હોય ખરો! મારા હાથમાં એમને રમાડવાને બદલે હું જ એની હથેળીમાં જઇ પડતો. આજે એવાંજ એક પાત્રે મને પકડી રાખ્યો હતો કે જેને અડધે રસ્તે રાખી ન શકાય. એની મંઝીલ સુધી એને પહોંચાડવું જ જોઈએ.

એવામાં ચાના પ્યાલા ખખડયા. મેં તે તરફ લક્ષ ન આપ્યું. સરલાભાભીનો અવાજ સંભળાયો: "ચાલો, ચા પી લ્યો. મોડું થાય છે."

હું દુર્લક્ષ ના કરી શકયો. મેં કહ્યું: "તમે ચા મૂકી જાવ. હું પી લઇશ."

મને થયું, ભાભી ચા મૂકી ગુસ્સે થઇ ચાલ્યાં ગયાં. તેમના પગનો અવાજ જાણે એ વાતની સાક્ષી પૂરતો હતો. પણ અત્યારે એ બધું વિચારવાની મને ફુરસદ ન હતી.

છેક સાંજે લગભગ છ વાગ્યે છેલ્લી નવલિકા પૂર્ણ કરી હું ટેબલ ઉપરથી ઉઠયો, ત્યારે મોટાભાઇ મને બોલાવવા મારા રૂમમાં આવી ઊભા રહ્યા. હું તેમની સાથે બહાર નીકળ્યો, અને મને ચાનો કપ યાદ આવ્યો. તે એમને એમ

પડયો રહ્યો હતો. અને પેલી વાર્તા પણ ટેબલ ઉપર રહી ગઇ હતી. પાછા ફરી શકાય એમ હતું નહિ. મનમાં થયું ભૂલ કહી કોઈનો ભોગ લીધા વગર નહિ છોડતી હોય. મારેય ભોગવવું જ રહ્યું. તમે કદાચ ચિડાશો કે આવી નજીવી વાતમાં આવી લપ્પન છપ્પન શું? પણ એ નજીવી નાની વાત કોને ખબર છે ક્યારે ભારેખમ થઈને નહિ આવી પડે!

બહારથી આવતાં મોડું થયું હતું. કપડાં બદલાવી જમવા જવાનો વિચાર કરતો હતો ત્યાં સરલાભાભી હાજર થઈ ગયાં.

"કેમ અત્યાર સુધી જમવા ન આવ્યાં?"

"મારે શું કામકાજમાં જમવાનું જ છે? બીજું કાંઇ કામકાજ નહિ હોય, ભાભી!"

"વાહ! કેમ નથી! આવડું મહાભારત કામ તો છે." કહી તેમણે પેલી વારતાના કાગળો હાથમાં લઈ ગોળ વીંટળો વાળતાં કહ્યું; "વારતા લખવાનું તો છે જ."

"એમ! ચોર નહિ તો!"

"હં! પણ કહો તો આજ દિવસ સુધી તમે મારાથી છુપાવ્યું કેમ?"

"આજ દિવસ સુધી જવાબમાં રોશન કરવાનું જે...."

"બસ. મારે નથી સાંભળવું. હવે આ વારતા મને ક્યારે વાંચવા મળશે, લેખક મહાશય?"

"વાંચકને અમારું નમ્રતાભર્યું નિવેદન છે કે એ વારતા અમારે આવતી કાલની વહેલી પોસ્ટમાં રવાના કરવાની હોઈ ત્યાર પહેલાં......."

"લેકચર બંધ."

"અમે બંને હસી પડયાં.

"આવી બધી લમણાઝીંક ઉદરશાંતિ પછી જ સૂઝે, ખરૂંને ભાભી ?"

"ચાલો." વળી તેઓ હસી પડયાં. હું ય હાસ્ય ન ખાળી શકયો. અમે હસતાં હસતાં બહાર નીકળતાં હતાં ત્યાં સામે જ, બારણામાં મારા બે મિત્રો રસિક અને ત્રિલોક ઉભેલા દેખાયા. તેમને જોઈ ભાભી એકદમ હસતાં બંધ થઇ ગયાં. અને વારતાનું ભુંગળું વાળેલા કાગળો ટેબલ પર ફગવી ઉતાવળે ત્યાંથી ચાલ્યા ગયાં. મેં હસતાં હસતાં તેમને આવકાર આપતાં કહ્યું: "બેસજો બંને, હું જમીને હમણાં જ આવું છું."

ત્યારે બંને મિત્રો વિચિત્ર રીતે મારી તરફ જોઇ રહ્યા હતા. હું તેમને ત્યાં બેસવાનું કહી જમવા માટે રસોડા તરફ ગયો ત્યારે મોટાભાઇ જમતા હતા. બા પીરસતાં હતાં. હું તેમની નજીક પાટલો ઢાળી બેસી ગયો.

જમીને આવ્યો ત્યારે મારા એ બંને મિત્રો કોઇની મજાક યાદ કરી હસતા હતા. હું રસિક પાસે સોફા ઉપર

જઇ બેઠો. થોડીવારે ત્રિલોકે પૂછ્યું: "કેમ, સ્વરૂપ હમણાં દેખાતો નથી?"

મેં જવાબ આપ્યો: "અહીં ઘરમાં કામકાજ હોય છે એટલે સહેજે બહાર નીકળવાનું બનતું નથી."

"મોટાભાઇ તો ફરિયાદ કરતા હતા કે આજ બપોરથી તે છેક સાંજ સુધી તું દેખાયો જ ન હતો. ક્યાં હતો?"

મને ત્રિલોક ઉપર ચીઢ ચડી. કેટલીક વખત આ રીતે જ અનેક કુટુમ્બમાં આંતરિક ઝગડાના બીજ રોપાતા હોય છે એમ નથી લાગતું? તેમને શું નિસ્બત હતી આ બધી બાબતોથી? હું ગુસ્સો ગળી ગયો. મેં કંઈ જવાબ ન આપ્યો.

રસિક, ત્રિલોક કરતાં કંઈક વધારે સમજુ હતો. તેણે વાત ફેરવવાનો પ્રયત્ન કરતાં કહ્યું: "ચાલ સ્વરૂપ, બહાર આવવું છે ને?"

મારી ઇચ્છા બહાર જવાની ન હતી. મેં ગલ્લાતલ્લા કરતાં કહ્યું: "હવે અત્યારે ક્યાં બહાર જશું?"

"નાટક જોવા જવું છે." ત્રિલોકે કહ્યું.

"ત્યારે તો હું જરૂર નહિ આવી શકું."

અને પ્રયત્નપૂર્વક તેમને રવાના કરી હું અંદર આવી બેઠો.

કોઇ એક નાના સ્ટેશને ટ્રેન ઊભી રહી, હું બેઠો થયો. અને ભારતીને પૂછ્યું: "ચા પીવો છો?"

"ના." હંમેશાં ભારતીનો એકાક્ષરી પ્રત્યુત્તર બહુ મક્કમ હોય છે. મેં ફરી ન પૂછયું.

ટ્રેન ઉપડી. ભારતીએ મને કહ્યું: "તમે સૂઈ જાવ તો!"

"તું? આરામની જરૂર તો તારે છે."

"મારે તો આ પૂરૂં વાંચી લેવું છે અને ઉંઘ પણ નથી આવતી."

"તો મારે સાંભળવું છે."

"તમને નહિ પહોંચાય—" કહી ભારતીએ આગળ વાંચવું શરૂ કર્યું.

૯

ઘણા લોકોની માન્યતા એવી છે કે જેમ મિત્ર મંડળ વધારે હોય તેમ સારૂ, અને ઘણાં એથી ઉલટી માન્યતા ધરાવે છે. ટુંકામાં કહીએ તો 'કપાળે કપાળે જુદી મતિ.' મને તો મિત્રોનો બહુ કડવો અનુભવ થયો છે, એટલે હું મિત્રતા રાખું છું જ્યાંસુધી સાથે હોય ત્યાંસુધી. હું તેમના ઘર સુધી નથી દોડી જતો. બજારમાં મળેલા મિત્રને બજારમાંથી જ વળાવી દઉં છું. જો હું મારા બધા જ મિત્રો વિષે લખવા બેસું તો કદાચ એક કરતાં વધારે પુસ્તકો લખી શકાય. પણ હું તમને એક જ વાત કહેવાનો છું કે જે મિત્રે મારા હૃદયમાં સભરભર્યાં મિત્રતાના રૂડા ભાવોની હોળી સળગાવી છે. તે દિવસથી હું મિત્રોથી દૂરને દૂર રહ્યો છું. અને ઈચ્છું છું કે પ્રભુ સદાસર્વદા મને આવા મિત્રોના ફંદાથી બચાવે.

ઘણી વખત મને કહેવાનું મન થઈ જાય છે કે: "તમારા મિત્રથી ચેતતા રહેજો." પણ કોઇ પણ માણસને પોતાની પ્રિય ચીજ માટે તેની વિરુદ્ધમાં કંઈ પણ કહેવું એ ઘા પર મીઠું ભભરાવવા જેવું છે. એવું જ મિત્રની બાબતમાં બને છે. તમારા ખાસ મિત્ર, જેના પર તમને વિશ્વાસ પ્રેમ, લાગણી અને માન છે, તેના માટે હું તમને કંઇ કહું, તો તે પહેલાં મારે મારી જાતને હડધૂત અને

અપમાન સહન કરવા માટે તૈયાર કરવી પડશે. એકની આંખને દેખાતો અવગુણ બીજાને મન સદ્‌ગુણ હશે! મને અયોગ્ય લાગતું તેમને અતિ યોગ્ય યાને ઉત્તમ લાગશે. મનુષ્ય સ્વભાવ જ પરસ્પર વિરોધી હોય છે. પણ મેં તો જોયું છે કે એ તમારો યોગ્ય મિત્ર જ તમારા સંસારમાં દાવાનળ બની રહેશે. એ જ મિત્ર તમારા સુરખીભર્યા સંસારને ભરખી જશે. માટે કોઈ પણ માણસ–વ્યક્તિને મિત્ર તરીકે સ્વીકારતા પહેલાં વિચાર કરજો. કદાચ તમે જાણતા હો કે તમારો મિત્ર સારો છે–ભલો છે, તમને એના પર વિશ્વાસ છે, તો પણ તમારા ઉંબર સુધી લઈ જતાં પહેલાં વિચાર કરજો. અને પછી જ ઉચિત લાગલું ભરજો. અને ધ્યાન રાખજો કે એ મિત્ર, સારો–ભલો–વિશ્વાસુ મિત્ર, તમારા ઘરની–સંસારની આબાદીની બરબાદી તો નહિ કરે ને?

આમ જ મારા એક મિત્રે અમારા જ મિત્રના સંસારને ચુંથી નાખ્યો છે. અને એ ડંખ કદાચ આજીવન મને ડંખ્યા જ કરશે! એ યોગ્ય જ છે. મને સદાય મારા એવા મિત્રોથી બચવા એ વેદના જાગ્રત રાખશે.

મારામાં એક નિર્બળતા છે અને તે હું સારી રીતે જાણું છું, છતાં તેને હું દૂર નથી કરી શકયો. મને ગમે તેટલું નુકશાન થતું હશે તો પણ હું, મિત્રની વાતને ઠેલી શકતો નથી–ના નથી કહી શકતો. કેટલીક વાર તો તેની પાછળ ઢસડાયે જાઉં છું. સમજવા છતાં યે એ રીતે એક મિત્રની બરબાદી કરી, વિનિપાતને છેલ્લે પગથિયે બેસી પશ્ચાત્તાપનાં આંસુ વહાવ્યાં, પણ શા કામનાં?

મારા એ મિત્રનું નામ છે રતિકાન્ત.

રતિકાન્ત પૈસાપાત્ર માણસ છેઃ અને એ બાબતમાં તેનો હાથ પણ છૂટો છે. એ દિવસોમાં મારું મિત્રમંડળ બહુ મોટું હતું. અને આજ દિવસ સુધીમાં અમારા મિત્ર મંડળમાં આર્થિક તંગીમાં ફસાયેલા મિત્રને તેણે જેટલી મદદ કરી છે તેટલી બીજા કોઇએ ભાગ્યે જ કરી હશે ! પણ જ્યારે બીજા મિત્રો અને તે મદદ કરે તેમાં ફેર એટલો હોય છે કે રતિકાન્ત જ્યારે સહાય કરે છે ત્યારે તેની નજર સામે બે વસ્તુ હોય છે, એક તો અહંભાવ અને બીજું એ મિત્ર નહિ પણ મિત્ર પત્નીને દૃષ્ટિ સમક્ષ રાખે છે, ત્યારે બીજા મિત્રો સહાય કરે છે તેમાં આ બેમાંથી એકે ય ભાવના હોતી નથી.

તેની આ કુટેવ માટે મેં તેને કહ્યું છે અને હજી યે પ્રસંગોપાત કહેતો રહ્યો છું : " આના કરતાં તું આ બધાને મદદ કરવાનું છોડી દે. એ બિચારાઓને અસહાય બનાવી તારો અહંભાવ દેખાડવાથી તને શું ફાયદો થવાનો છે ! અને એ કરતાં ય વધારે બુરી આદત તો કહી બતાવવાની છે. " પણ એ 'તુંબડીમાં કાકરાં.' પછી મિત્રોના ઘરમાં જઇ મનસ્વીપણે વર્તે છે. ત્યારે મિત્રો તેના અહેસાન નીચે દબાયેલાં હોઈ સ્પષ્ટપણે કશું બોલી શકતા નહિ, અને મનમાં મનમાં કોહવાયા કરતાં. સ્ત્રી સ્વભાવ છે કે પોતાના દુર્બળ સંસારમાં કોઈ સબળ માનવી આવી ઉભો રહે છે ત્યારે તે પોતાના આર્થિક રંક પતિ પ્રતિ દયાની નજર–ભાવથી જોતી થઈ જાય છે અને નવા માનવી તરફ ઘસડાતી જાય છે. કારણ કે એ નવો માનવી એટલા ખાતર જ એ

કુટુંબમાં પ્રવેશ્યો હોય છે કે સ્ત્રી તેના તરફ ખેંચાતી આવે. અને તે તેને આકર્ષવા પ્રયત્ન કરે છે. વધારામાં તેના પતિની નિર્વીર્યતાના ગુણગાન (!) કરી એ સ્ત્રીના મનમાં તેના પતિ માટે ઘૃણા પેદા કરે છે. પછી ધીમે ધીમે પતિ-પત્ની વચ્ચે વિખવાદ ઉત્પન્ન થાય છે, આમ એક મિત્ર સુખી મિત્ર યુગ્મની વચ્ચે કાંટાની માફક ખૂંચી જાય છે.

આવા જ પ્રકારનો મારો મિત્ર રતિકાન્ત હતો. આજે મારા મિત્રની યાદે દુઃખ અને શરમથી માથું ઉંચું નથી કરી શકતો. અને જ્યારે જ્યારે યાદ આવે છે કે અમારા એક મિત્રની બરબાદીમાં હું તેનો સાથી હતો ત્યારે હૃદય ભરાઈ આવે છે. જ્યારથી મને આ બધી-તેની પ્રપંચી રીતભાત સમજાઇ ત્યારથી મેં તેને ઘૃણાપૂર્વક હડસેલી મૂક્યો છે. પણ અફસોસ એટલો જ થાય છે કે હું આ બધું થોડો વહેલો સમજી શક્યો હોત! ખેર!

નોટ બંધ કરીને ભારતી ઊભી થઇ. મારી નજર તેના તરફ જતાં મેં પૂછ્યું: "શું છે?"

"કંઇ નહિ. પવન બહુ છે એટલે બારી બંધ કરતી હતી." કહેતાં કહેતાં ભારતી ડબ્બાની કાચની બારી ચઢાવી દીધી.

ટ્રેન, એજ એની ઝડપી ગતિએ દોડી રહી હતી. ભારતીએ નોટ પાછી હાથમાં લેતાં કહ્યું: "તે દિવસે તમે મને બતાવ્યો હતો એ જ રતિકાન્ત ને?"

મેં કહ્યું: "હા."

થોડી પળો શાંત પસાર થઈ. મેં એ નીરવતાનો

ભંગ કરતાં થોડીવારે કહ્યું: "એવો મિત્ર હોવો એ પણ કમભાગ્યની જ નિશાની છે, એ દિવસોમાં મારે મિત્રોની ઓછપ ન હતી. જેની તેની સાથે મિત્રતા વધારવાનો જ પ્રયત્ન કરતો. એવામાં આ પ્રસંગ બન્યો. અને આ પ્રસંગથી જ હું મિત્રોને ઓળખતાં શીખ્યો. એક શનિવારે ઓફિસમાંથી બહાર નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં તે આવ્યો. અને મને તેના આ નવા મિત્રોનો પરિચય કરાવવા તેડી ગયો."

કોઇ એક સ્ટેશને ટ્રેન આવી ઊભી રહી અને હું બોલતો અટકી ગયો.

ટ્રેન ઉપડી અને ભારતીએ આગળ વાંચવું શરૂ કર્યું.

અમે ત્યાં પહોંચ્યા ત્યારે તેઓ અમારી રાહ જોતાં જ બેઠાં હતાં. કાન્તે આગળથી જુહુ ફરવા જવાનું નક્કી કર્યું હતું. કાન્તે, મારો તેમની સાથે પરિચય કરાવ્યો. તેના —અમારા એ મિત્રનું નામ ધનંજય અને મિત્રપત્ની હતાં સુશીલા દેવી. ધનંજય મળતાવડો યુવાન લાગ્યો. વર્તમાન સંસ્કારોએ રંગાયેલો હતો. અને સુશીલા! તેના જેવી નિર્દોષ, ભોળી અને રમતિયાળ યુવતી હજુ સુધી મેં જોઇ નથી. પાણીના રેલાની માફક એક બીજા સાથે ભળી જતી. તેની મોટી અને ચકચકિત આંખો તો હું કદાપિ નહિ ભૂલી શકું. ચહેરાનો રંગ ગોરો હતો. તેની જબાનમાં એટલી મીઠાશ ભરી હતી કે જાણે તેને બોલતી સાંભળ્યા જ કરીએ. બહુ ભણેલી નો'તી. તેના ઉપર તેના પતિનું કોઈ બંધન ન હતું. સંપૂર્ણ સ્વતંત્ર.

જુહુ બસ સ્ટેન્ડ આગળ અમે ઊતરી ગયાં. ત્યારે મેં આ મારા નવા મિત્રો સાથે સારો એવો પરિચય સાધી લીધો હતો. અમે અજાણ્યા રહ્યા ન હતાં. ગગન વિરાટ નાળિયેરી વચ્ચેથી હસતાં, કુદતાં, આનંદતાં, સાગરના રેતાળ પટમાં આવી ઊભાં રહ્યાં. સાગરનાં જૂવાળ ખિલખિલાટ કરતાં આગળ વધ્યે જતા હતા. ઉછળતાં મોજાંઓ ઘડી પછી પછાડ ખાઇખાઈને જાણે માનવીઓને શિખામણ દઈ રહ્યાં હતાંઃ "વધું ઉછળવું સારૂં નથી પછી ગમે તેટલા ઉંચે ચઢો અંતે પડવાનું તો છે નીચે જ! ત્યારે માનવીઓ સાગરનું આ આક્રંદ વિસ્મય ભાવે જોઇ હસી દેતા હતા.

સાગરની ભવ્યતા જોતાં થોડીવાર અમે ત્યાં બેઠાં. સૌ કરતાં વધારે આનંદોર્મિ તો સુશીલાના હૃદય સાગર ઉપરથી લહેરાઈ આવતી તેની મુખમુદ્રા પર પ્રદર્શિત થઈ જતી હતી. અહીં તે પહેલી જ વખત આવતી હતી. રવિના અસ્ત થતાં રશ્મિ તેના મુખકમળને અવર્ણનિય બનાવી દેતાં હતાં. હું તેના ઉલ્લાસભર્યા ચહેરાને અનિમિષ નયને નિહાળી રહ્યો.

તેણે મારી નજર પકડી પાડતાં કહ્યુંઃ "શું જોઇ રહ્યા છો, સ્વરૂપભાઈ?'

હું ચમકયો. સ્વસ્થ થતાં મેં જવાબ આપ્યોઃ "સુશીબહેન, હું તમને જોઉં છું અને મને મારી બહેન હંસા યાદ આવે છે."

થોડીવાર સુધી કોઇ કંઈ બોલ્યું નહિ. કાન્તા જાણતો હતો કે એ ઘરના દ્વાર મારા માટે બંધ છે. આથી વધારે મેં તેને કોઈ દિવસ કંઇ કહ્યું નથી. એ પણ કાન્તે જ્યારે

મારા લગ્ન માટે ઝૂંબેશ ઉપાડી ત્યારે મારે તેને કહેવું પડયું હતું. જ્યારે માણુસનું હૃદય લાગણીવશ થઇ જાય છે, જ્યારે હૃદયભાર વધી જાય છે, જ્યારે તેની અસહાયતા દૃષ્ટિ સમક્ષ તરવરી ઊઠે છે, ત્યારે તેને ભાન થાય છે કે જગતમાં તે એકલો છે; પોતાનું કોઈ સ્વજન નથી, ત્યારે તે ગમે તેની પાસે હૃદયના ફાડીયા કરી મૂકી દે છે. મન પોકારી ઊઠે છેઃ "ભાઈ, તમે જુઓ છો તે હું નથી, આ મારૂં હૃદય ખુલ્લું તમારા હાથમાં મૂકું છું, તમે ઓળખી લેજો! ત્યારે પણ તે એટલું કહેવું નથી ભૂલતો કે એ કિંમતી હૃદય રજકણુ જ્યાં ત્યાં વેરશો નહિ!"

ઘણાને મેં આમ લાગણીવશ થતા જોયા છે. અને પછી પાછળથી તેની થતી મજાક પણ મેં સાંભળી છે. એમાંથી જ હું શીખ્યો છું કે જો આપણે આપણી પોતાની જાતની ક્રૂર મશ્કરી અને હીન ન બનાવવી હોય તો લાગણી-વશ બની જતાં દિલને મજબુત અને કઠોર બનાવવું પડશે. છીછરૂં બન્યે નહિ ચાલે. હૃદયકૂપને પાતાળ સુધી ઉંડો બનાવવો પડશે. પણ આજ એ કૂવામાંથી સ્મરણુ ઉલેચાઈ આવ્યું છે. અને બધાં સ્મરણો સળગી ઉઠયાં છે હું અસ્વ-સ્થ બનતો જતો હતો છતાં સભાન હતો.

સુશીના હંસા વિશેના કુતૂહલજનક પ્રશ્નો વધ્યે જતાં હતાં. ઉત્તર પણ ફાવ્યા તેમ આપ્યે જતો હતો. સાચ-જૂઠની અહીં કોણુ આંકણી કરવાનું હતું?

"આ ઠીક ભાઈ–બહેનનો સંબંધ જોડી કાઢયો." કાન્તનો સ્વર ક્યારે કઈ રીતે બોલાય છે તે હું બરાબર જાણું છું. અમારા પ્રથમ પરિચયની આ નિકટતા તેને વસમી

લાગી. સુશી આટલા દિવસના પરિચય પછી તેની સાથે નો'તી ભળી એટલી મારી સાથે ભળી ગઈ. એનું કારણ કેવળ મારી અને તેની દૃષ્ટિ ફેર. હું તેને જોઈ બહેનનો સ્નેહાળ સ્વભાવ સ્મરૂં છું ત્યારે તે તેની લાલસાતૃપ્તિ ખોળે છે.

ભરતીના સલીલ પાછા વળ્યાં. હમણાં તો એ પડછંદ દેખાતો સાગર ઊછળી ઊછળીને આગળ ધસી આવતો હતો, જાણે ખીજે ભરાયેલ સિંહ છલાંગતો ન હોય! હવે ગરીબ ગાય જેવો બની પાછળ ને પાછળ જાય છે. કોણ જાણે ક્યાં સુધી જશે ?

અમે ઉઠયાં. જઠરાગ્નિ ઓલવી મુંબઇ તરફ વળ્યાં.

દિવસે દિવસે અમારૂં સ્નેહ સાહચર્ય પાંગરતું ગયું. અઠવાડીએ બે ત્રણ વખત તો જવું જ પડે છે. નથી જતો તો સુશી રિસાઇ જાય છે. બહેનનું રૂસણું મારાથી સહન નથી થતું.

લગભગ દોઢ મહિના પછીની વાત છે.

મુંબઈનું ખર્ચાળ અને કૃત્રિમ જીવન, દંભ અને આડંબરની દુનિયા, વધુ સમય પુરુષની ગેરહાજરી અને સ્વતંત્રાની સ્વચ્છંદતા–તે બધાંએ નારીજીવનના આદર્શની ઉચ્ચતાને કંગાલ બનાવી મૂકી છે. મરીન ડ્રાઇવની કિનાર પર બેઠેલાં માનવીઓ અને પગદંડી પર આમતેમ ચાલ્યાં જતાં માનવ ટોળાં જુઓ, એમાંની કેટલીએ આંખોમાં દૃષ્ટિતૃપ્તિ અને અતૃપ્તિની વિકારી ભાવના તરવરતી દેખાશે! એમ લાગે છે કે ત્યાં શરમ જેવી કોઇ ચીજ નથી! મર્યાદાનું પાલન શિષ્ટ નથી ગણાતું!

મરીનડ્રાઈવની પગદંડી ઉપર એક વખત હું ઊભો હતો. મારો મિત્ર તેના કોઈ સંબંધી સાથે વાત કરવા રોકાયો હતો. ત્યાં મારી નજર પાસેથી પસાર થતાં, આગળ પાછળ ચાલ્યા જતાં દંપતી પર પડી. પુરુષ આગળ ચાલ્યો જતો હતો. સ્ત્રી તેની પાછળ ચંપલ ઢસડતી ખેંચાયે જતી હતી. એ બિચારી તેનાથી શક્ય તેટલી ઉતાવળે ચાલતી–લગભગ દોડતી હતી. મને થયું કે આ નકામી શા માટે આમ રઘવાઈ બની દોડતી ચાલે ચાલતી હશે! તે ગમે તેટલી આગળ વધે પણ તેનાથી એ પતિ પરમેશ્વર(!)થી આગળ તો નથી જ જઈ શકાવાનું. એકાએક પુરુષ ઊભો રહી ગયો. અને જલદી ચાલવાનું કહી આગળ ડગ ભર્યું ત્યાં તેની પત્નીએ સાદ દીધો. "એ સાંભળો છો કે?" સ્ત્રીએ તેની નજીક પહોંચી જતાં ફરિયાદ કરી: "આ પેલો જુવોને આંખનાં કેવાં ખરાબ ચાળા કરે છે? પુરુષે કિનાર પર બેઠેલાં યુવાન સામે જેયું અને પછી તેની પત્નીને કહ્યું: "પણ તેં તેની સામે શા માટે જેયું? ભૂત જેવી!" સ્ત્રીનું મોઢું પડી ગયું. બંને દૃષ્ટિમર્યાદા ઓળંગી ગયાં ત્યાં સુધી હું તેમને જેઈ રહ્યો. મારાથી બોલી જવાયું: "વાહ રે યુવાન! વાહ!" લ્યો આડી વાતે ચડી ગયા ને? જવા દો!

શશીને મળેલી વધારે પડતી છૂટને લીધે તે પણ દુર્ગુણોનો શિકાર બનતી જતી હતી. ધીમે ધીમે કાન્ત સાથેની તેની છૂટછાટ વધતી જતી હતી. એ ધનવાન હતો. મરજી પડે તેમ પૈસા ઉડાવી શકે તેમ હતો. કાન્ત શશીના ભોળપણનો ઉલટી રીતે લાભ લઈ રહ્યો હતો. હવે તો તે એકલી કાન્ત સાથે ફરવા નીકળી પડતી. ધનંજયનું સાથે

હોવું આવશ્યક નથી લાગતું. આજે મેં શશીને કાન્ત સાથે એકલી જ મરીનડ્રાઈવ પર જોઈ. ન બોલાવવાના ઈરાદાથી હું આડું જોઈ ઊભો રહ્યો. પણ શશીની આંખમાંથી ન છટકી શક્યો. તેણે મને બોલાવ્યો : "સ્વરૂપભાઈ ?"

"ઓહો ! શશીબહેન, તમે અહીં ક્યાંથી ?"

"ચાલો, તમારા મિત્ર કાન્ત પણ સાથે જ છે."

મેં તેની સાથે ચાલતાં ચાલતાં પૂછ્યું: "ધનંજય નથી ?"

"ના." તેનો એકાક્ષરી પ્રત્યુત્તર સાંભળી સ્તબ્ધ બની ગયો.

ત્યાંથી અમે સાથે ફર્યા ત્યાં સુધીમાં શશીએ કાન્તની સાથે ઓછામાં ઓછી વાત કરી હતી. કાન્ત અદેખાઇનાં કૂવામાં ધકેલાયે જતો હતો. શશી સાથેની વાતચીત ઉપરથી હું એટલું તો સારી રીતે સમજી ચૂક્યો હતો કે શશી અને ધનંજયને કાન્તની કારીગરી દૂરના દૂર ધકેલી રહી હતી. શશી હવે ધનંજય પ્રતિ માન અને પ્રેમથી નથી જોતી. ત્યાં ઉપેક્ષાવૃત્તિ આવી ગઇ છે.

કાન્ત બીજે દિવસે મારી ઓફિસમાં આવ્યો. ખૂબ આનંદમાં હોય તેમ લાગતું હતું. ખુરશી પર બેસતાં તેણે કહ્યું : "દોસ્ત, આપણાં પાસા પોબાર".

"શેના પાસા ?"

"ન સમજ્યો ?"

"ના"

"શશી !"

અને મારા મનઃચક્ષુ સમક્ષ શશીના સંસારમાં દીવા-સળી ચાંપતો નરાધમ દેખાયો અંતે મને તેના હાથમાંથી કાંડી ઝુંટવી લેવાનું મન થઈ ગયું. મેં તેના સંસારને બચાવવાનો વિચાર કર્યો. મેં ગંભીર સ્વરે કહ્યું :" કાન્ત, તું આ ઠીક નથી કરતો !"

તેના મુખની રેખાઓ કરડી બની : "શું ?"

"શશીને આ રીતે........"

"શશી ઉપર હું બળાત્કાર......"

"તું જે કરી રહ્યો છે તે એના કરતાં યે વધારે ભયંકર છે."

"એટલે ?"

"એટલું જ કે તું નહિ સમજે તો પછી પતન પંથે જતી શશીને ઉગારવા મારે પ્રયત્ન કરવો પડશે."

"વાહ ! સાધુ પુરુષ વાહ !"

થોડી વાર મૌન રહી તે ફરી બોલ્યો :" તારે તેનો લાભ લેવો છે ! અને........

"રતિકાન્ત !"

"તો સાંભળી લે સ્વરૂપ, અમારી વચ્ચે આવવામાં તને લાભ નથી."

"હું લાભની આશાએ કંઈ કરતો નથી."

"એમ છે ત્યારે !"

થોડી વાર પછી તે ચાલ્યો ગયો.

તે દિવસથી અમારા દિલમાં જુદાઇનાં ચણતર ચણાવા શરૂ થઇ ગયાં. મેં વિચાર કર્યો કે ધનંજય અને શશીને કાન્તથી ચેતાવી દઉં. નિશ્ચય કરી હું ધનંજયને ત્યાં ગયો

પણ મોડો પહોંચ્યો. કાન્તે મારે માટે ત્યાં ઝેરનાં બી વાવી દીધાં અને કોટા પણ ફૂટી નીકળ્યાં હતાં.

હું તેમને કાંઈ કહી શકું ત્યાર પહેલાં મને ત્યાંથી જાકારો મળ્યો. જાકારો મળ્યો એનો મને વસવસો નથી, પણ જે રીતે મને ત્યાંથી હડસેલી કાઢવામાં આવ્યો, તે અપમાન તો જિંદગીભર ડંખ્યા કરશે. મારા માથે શશીને ભોળવવાનો, તેની સાથે ગેરવર્તનનો, ગેરઈરાદાથી તેમને ત્યાં આવવાનો આરોપ મૂકી ધનંજયે મને તેમને ત્યાં ન આવવા માટે કહી દીધું હતું. આ વખતે શશી ત્યાં ન હતી. પાછળથી મને ખબર પડી હતી કે આ વિશે શશી કંઇ જાણતી ન હતી. પણ મને તો ખાસ ભાર મૂકી કહેવામાં આવ્યું હતું કે શશી પણ તેમ ઈચ્છે છે. મેં દલીલ ન કરી આરોપ માથે ચઢાવી લીધો. કારણ કે વાદવિવાદ કરવાનો કંઈ અર્થ ન હતો.

પંદર દિવસ પછી શશી છબીઘરમાં મળી. તે તેના પાડોશી કુટુંબ સાથે આવી હતી. તેને જોઇ હું ઘૃણાથી મોઢું ફેરવી ગયો. હું માનવી છું, પુરુષ છું. કોઇ પણ માણસ પોતાના વિશે ખરાબ વાતો–સત્ય હોય છતાં યે નથી સાંખી શકતો તો પછી હું તો આવું હડહડતું જુઠાણું કેવી રીતે સહન કરી શકું ?

પણ મારું મન બહુ ઢીલું છે. ઘડી પહેલાં કરેલાં નિશ્ચયને હું કયારે મૂકી દઈશ તે નથી કહી શકતો. હમણાં જ, શશીને જોતાં જ કયાંક વાંચેલી કાવ્ય પંક્તિઓ હૈયે ચઢી આવી. 'મનમેળ તૂટ્યા, તૂટ્યા જ રહો, એના શિવણ

સાંધણુ હોય નહિ.' જે રસ્તે જવું નથી તે રસ્તાનું નામ પણ શા માટે લેવું જોઇએ ? પણ માનવીનું મન કેવું લાલચું હોય છે ! ઉંડે ઉંડે મનમાં થવા લાગ્યું, હમણાં શશી મને બોલાવશે ! અને પછી પેલા શેખચલ્લીની માફક વિચારોના ઘોડા દોડાવ્યે રાખ્યા. તેની આંખથી ઓઝલ બની એક જગ્યાએ બેસી ગયો. વિશ્રાંતિ સમયે તેણે મને પકડી પાડ્યો અને બોલાવ્યો. હું સર્વ મનદુઃખ ભૂલી જઇ તેની પાસે ગયો. કારણ કે મેં તેને નહિ પણ તેણે મને બોલાવ્યો છે, એવો અહંભાવ ઉછળી રહ્યો હતો.

શશીએ કહ્યું : "સ્વરૂપભાઇ, હું તમને કેટલાં દિવસ થયાં યાદ કરતી હતી. પણ તમે તો દેખાયા જ નહિ. ના. તમારે. વચ્ચે કશું બોલવાનું નથી, એ કહી દઉં છું. પહેલાં મારી વાત સાંભળી લ્યો, તમને 'એમણે' તે દિવસે જે કંઇ કહ્યું હતું તે વિશે હું કાંઈ જાણતી ન હતી. પછી 'એમણે' મને વાત કરી એટલે મેં કહ્યું :" તમે ભારે ભુલ કરી છે. સ્વરૂપ ભાઇ એવા નો'તા. એમના મનમાં પાપ ન હતું. આ તમારો રતિકાન્ત જ એવો છે. સાવ કેવો લંપટ જેવો લાગે છે !' એમાં તમારા ભાઈબંધ મારી ઉપર ખિજાઈ પડયાં. અને કહ્યું : "તું જ એવી છો. જો રતિકાન્ત એવો છે તો એની સાથે ભટકવા જવાની શું જરૂર છે ? બિચારો ! રતિકાન્ત સાચુ જ કહેતો હતો કે તું અને સ્વરૂપ...."

આમ ઘરમાં જ કલેશ ઉત્પન્ન થયો. છેવટે વાત એટલી હદે વધી ગઇ છે કે એમ એક બીજા સાથે બોલતાં નથી. કાલે સાંજે હું ઘેર એકલી હતી. ત્યાં રતિકાન્ત આવ્યો. અને મારી પાસે મેં....મેં તેને સંભળાવી દીધું કે તે અહીંથી

ચાલ્યો નહિ જાય તો પછી પરિણામ સારું નહિ આવે. એટલે નફ્ફટ બની છાકટા જેવા સ્વરે કહેવા લાગ્યો: "જો તારા પતિની નોકરી અને જિંદગી મારા હાથમાં છે. સીધી રીતે નહિ માને તો હું બેય ઝુંટવી લઈશ. અથવા તો તારા પતિએ પોતે જ આ વાત તારી આગળ કબુલાવવી પડશે, સમજી!" પાછો આજ સવારે ઘેર આવ્યો ત્યારે તમારા મિત્ર ઘેર જ હતાં. બંને વચ્ચે ખુબ બોલાચાલી થઈ. પછી તમારા મિત્રે કહી દીધું: "જા, તારાથી થાય ઇ કરી લેજે. બહાર નીકળ." અને પછી આજ સવારના તેઓ ખાધા પીધા વગર ચાલ્યાં ગયાં છે. શશીની આંખો છલકાઈ આવી. આંસુ લૂછતાં એ ગળગળા અવાજે બોલી: "શું થશે, સ્વરૂપભાઇ?"

અને વ્યથાપૂર્વક દબાવી રાખેલા રૂદને અસંખ્ય માનવીઓની માઝા મૂકી દીધી.

મેં દિલસોજી બતાવી આશ્વાસન આપ્યું. ચિત્ર પૂરું થયું અને છૂટાં પડ્યાં.

પછીની મને ખબર નથી.

આવતી કાલે વહેલી સવારે મંડપારોપણનું મુહૂર્ત છે. એટલે સૌ વહેલા સૂઈ જવાની ફિકરમાં છે. સાડા અગીયાર થવા આવ્યા છે. ઘરમાં શાંતિ પ્રસરતી જાય છે. હું આરામખુરશીમાં જાગતો પડ્યો હતો. ત્યાં સરલાભાભીનો ધીમો, સ્પષ્ટ અને પ્રેમભર્યો સ્વર સંભળાયો:

"એય સાક્ષર!" તેમની બોલવાની એ લહેકાભરી રીત! હું કેવી રીતે સમજાવું તમને? ત્યારે કોઇ એક ગીતની લીટી યાદ આવી જાય છે "પરણેલાંની પ્રેમકથાઓ

સમજે કેમ કુંવારા !' ત્યારે મનેય કહેવાનું મન થઇ જાય છે કે મારા સ્વાનુભવની વાત ગમે તે શબ્દોમાં આલેખું છતાં ય તમને કેવી રીતે સમજાવાની હતી ?

મેં જવાબ ન આપ્યો. ફરી તેમણે નજીક આવી કહ્યું. "સંભળાતું નથી કાંઈ ?"

હું તેમના સ્વરની મીઠાશ અનુભવતો પડયો રહ્યો. આટલા સ્નેહ–પ્રેમથી મારા હૃદય–મનને કોઈએ સભર ભાવથી પ્રફુલ્લિત બનાવ્યું નથી. હું મને ભુલતો જતો હતો. પણ તેમણે ખણેલી ચીમટીએ હું ભાનમાં આવ્યો મેં કહ્યું : "હાં, આવો."

સરલાભાભીએ દૂર પડેલી ખુરશી મારી નજીક ખેંચી લાવી બેસતાં કહ્યું : "પેલી વારતા કયાં ?"

"એક શરત છે."

"શું ?"

"તમે વાંચો અને હું સાંભળું."

"તમે તો લખી છે !"

"હા, પણ વાંચી નથી."

"ઠીક, પણ નકામો જીવ શા માટે ખાવ છો. લાવો"

"નોકર હજુ જાણે !" બબડતાં બબડતાં ભાભીએ ટેબલનાં ખાનામાંથી વારતા લઈ આવી હું સાંભળી શકું તેમ ધીમે અવાજે વાંચવી શરૂ કરી.

*

## ૧૦

## જલકુકડી

રાજકોટ સીટી સ્ટેશને મેલ ટ્રેન આવી ઊભી રહી ત્યારે ચાર થવા આવ્યા હતા. મજુર સેકન્ડ કલાસના કમ્પાર્ટમેન્ટમાંથી સામાન ઉતારતો હતો, ત્યાં ઉતાવળો ઉતાવળો એક માણુસ આવી મજુરને જરા પાછળ ધકેલી દઈ ડબામાં ચઢી ગયો, અને પછી ત્યાં બેઠેલાં ઉતારુને સંબોધી કહેવા લાગ્યોઃ "હરુભાઈ આપણે ટાઉન ઉતરવાનું છે. ચાલ એય મજુર, સામાન પાછો ઉપર ચઢાવ. હરામખોર આવા ને આવા કયાંથી હાલ્યા આવે છે! પૂછયા...."

"અરે, ચમન! ત્યાં સુધી શા માટે?"

"ત્યાંથી નજીક પડશે."

"તું તો એવો ને એવો રહ્યો. હં, ચાલ એ ય સામાન ઉતાર."

"અરે! જલદી કર, હમણાં ગાડી ઉપડશે તો પછી...."

મજુરે ચમનને શાંત પાડતા કહ્યું: "આમ આકરા શું કામ થાવ છો?"

હરુએ વચ્ચે પડી બંનેને શાંત પાડયા. અને મુખદ્વાર પ્રતિ વળ્યાં.

ઘોડાગાડી ધીમે ધીમે દોડતી આજીનો પૂલ વટાવી બેડીના નાકાની અંદર દાખલ થઇ. અને ચમનનું ભાષણ

શરૂં થઈ ગયું. ચમનમાં એક બુરી આદત છે કે તે જ્યારે જીભની લગામ છૂટી મૂકી દે છે ત્યારે તેને બોલતો બંધ કરવો મુશ્કેલ થઇ પડે છે.

હરુ અને ચમન બંને માશીઆઇ ભાઇ થાય. હરુના માતાપિતા તો તે નાનો હતો ત્યારે ગુજરી ગયેલાં. એટલે તે મામાને ઘેર મોટો થયો હતો. અને મામાને કંઈ સંતાન હતું નહિ આથી તેમણે હરૂને ભણાવીગણાવી ડાકટરી પાસ કરાવી દીધી છે. અત્યારે તે મુંબઈની વિખ્યાત હોસ્પીટલ-માં સારા પગારે નોકરી કરે છે. ત્યાં તે તેના આનંદી અને મળતાવડા સ્વભાવને અંગે લોકપ્રિય બની ગયો છે. અને ઉંમર પણ કંઈ મોટી નથી, ચોવીસ પચ્ચીસ વર્ષનો જુવાન છે.

ચમન તેના કરતાં બે ત્રણ વર્ષે નાનો હશે. હરુ તેની બહેન જયાનાં લગ્ન છે એટલે જ આવ્યો છે. ચમન જરા ગાંડા જેવો છે. પણ મામાને ત્યાં ચમન, હરુ અને જયા સાથે જ ઘણો વખત રહ્યાં હતાં. એટલે જ આ ત્રિપુટીની એક ગાંઠ હતી. નિશાળમાં રજા પડી કે બધાં મોસાળે ભેગાં થઇ જવાના જ. આમ હરુ અને જયા વચ્ચે મિત્ર જેવો સંબંધ બંધાઇ ગયો. જ્યાં જવું હોય ત્યાં બંને સાથે જ હોય. મામા રહે ગામડામાં એટલે વાડી, નદી, ઘોડેસ્વારી, તરવું, જ્યાં જુઓ ત્યાં જયા તો હોય જ. ત્યારે મામા ખિજાતા: "છોકરીની જાતને આ બધું સારું છે? ઘરનું કંઇ કામકાજ કરવું નહિ ને આ હાલી છોકરાઉં ભેગી ભટકવા?" આટલું બોલી બેસી રહે ત્યાં તો જયા રિસાઈને એક

ખુણામાં ભરાઈ બેડી હોય. અને પછી મામાને મનાવવી ભારે થઇ પડે. આવા તો કંઈક જયાના તોફાનોથી બાલ્ય-કાળની સ્મરણમંજુષા ભરી છે. જયાની ઉમ્મર ચમન કરતાં એકાદ બે વર્ષ નાની હશે.

હરુ આ બધી, બાલ્યકાળની વાતો વિચારતો હતો. ત્યાં ચમને તેનો હાથ હલાવી કહ્યું: "હરુભાઈ; જયા તમને ખૂબ યાદ કરતી હતી. તમે જો ન આવ્યા હોત તો તમારી સાથે બોલત જ નહિ."

"હં!"

"હું તો તમને આજ તાર કરવાનો હતો."

"કેમ?"

"જયા કાલે રડતી હતી, અને મને પૂછ્યું: શું સાચે જ હરુભાઈ નહિ આવે? એટલે મેં કહ્યું નો શું આવે હમણાં જ તાર કરી દઉં છું."

હરુએ કંઇ જવાબ ન આપ્યો. ગાડી કોઠારીયાનું નાકું ઓળંગી ગઇ હતી. કરણપરામાં એક બેઠા ઘાટના મકાન આગળ આવી ગાડી ઊભી રહી. પ્રવેશદ્વારમાં જ જયા ઊભી હતી હરુને જોઈ હર્ષાવેશમાં આવી બોલી ઊઠી: "આવી ગયાને હરુભાઈ! હું ધારતી જ હતી કે તમે આવશો."

"હા, બહેન." કહી હરુ અંદર ગયો. તેના હાથ-માંથી સુટકેસ જયાએ લઇ લીધી.

ઘોડાગાડીનો અવાજ સાંભળી માસીબા બહાર આવ્યાં અને તેના આવ્યાની ખુશાલી બતાવી, કુશળ સમાચાર

પૂછી ચાલ્યાં ગયાં. હરુ ઘડીભર મૂંઝાઇને ઊભો રહ્યો. ચારે તરફથી કુતૂહલજનક આંખો તેના તરફ મંડાઈ રહી હતી. કોણ છે આ ?

ત્યાં એક બાજુની મેડી ઉપરથી તેને બોલાવતો જવાનો અવાજ સંભળાયો અને તેણે છૂટકારાનો દમ દીધો. સૌ તેને જતો જોઈ રહ્યાં.

"કેમ, જયા બહેન ! તબિયત મજામાં છે ને ?" ઉપર જઈ એક ખુરશી ઉપર બેસતાં હરૂએ પૂછ્યું.

"તમારી સાથે મારે બોલવું જ નથી ને !"

'રે વાહ શેના બોલો ! હવે તો........"

"મારીશ હોં ?" બાલપણનો રમતિયાળ ઉલ્લાસ તેના અંગેઅંગમાં તરવરી ઊઠ્યો. અને તે ખડખડાટ કરતી હસી પડી.

ત્યાં નીચેથી માસીબાનો સાદ સંભળાયો: "જયા."

"બહાર ન ચાલ્યા જતાં, ડોકટર સાહેબ ! હું હમણાં આવું છું. હોં !"

ન્હાઈ ધોઇને નીચે ઉતારવા જતો હતો ત્યાં જયાને આવતી જોઈ હરુ પાછો અંદર જઈ બેસી ગયો જયા અંદર બારી પાસે જઇ ઊભી રહી અને પછી હિંમત કરતાં બોલી : "આમ ફુલ ફટાક બની ક્યાં જતા હતા ?"

હરુએ જવાબ આપતાં કહ્યું : "બધાંને મળવા તો જવું જ જોઇએ ને ! તમારી...."

"આ તમારો, તમારી, તમારૂં કરતાં ક્યારથી શીખ્યાં ? હું શું હવે પહેલાંની જલકુકડી નથી રહી ?"

"હવે તો મોટા થયા ને? એટલે તો બે નામે બોલાવવા પડે. તું કારો હવે સારો ન લાગે."

"ત્યારે તો જલકુકડીને તમે મરી ગયેલી માની ને?" જયાની આંખો છલકાઈ આવી. પછી તે ધીમે ધીમે વિષાદભર્યું મુખ ફેરવી જઈ બોલીઃ "તો પછી હું યે એમ માનીશ કે આ મારો હરુભાઈ નથી," અને દબાવી રાખેલું રૂદન આંસુની છાલકો ઉડાડતું વહેવા લાગ્યું. અને પછી દોડતી બહાર ચાલી ગઈ અને જતાં જતાં કહેતી ગઈ: "ના, તમે મારા હરુભાઈ નથી."

હરુ સ્તબ્ધ બની આ બધુ સાંભળી રહ્યો. તેના વિસ્મયનો પાર નથી. તે વિચારતો રહ્યો. આટલી વારમાં આ શું બની ગયું? બારીમાંથી તેણે નીચે જોયું તો જયા પાલવ વડે આંખો લૂછતી છેલ્લે પગથિયે ઊભી હતી. અને પછી ધીમે ધીમે ત્યાંથી ઓરડામાં ચાલી ગઇ.

ગઇ કાલનો હરુ આજનો ડોકટર હરેન્દ્ર છે. અને તે જાણે છે કે ડોકટર જો દર્દીના માનસને ન ઓળખી શકે તો ડોકટર કહેવરાવવાને લાયક નથી. દર્દીનું અર્ધું દર્દ તો ડોકટરની મીઠી જબાનથી ચાલ્યું જાય છે. ડોકટરના ધંધાની સફળતાની ચાવી તેની મીઠી જબાનમાં છે. અને એ બધું તો ડોકટર હરેન્દ્રની ચિકિત્સા પદ્ધતિનું પહેલું અંગ છે. જયાને માટે તેણે વિચારી લીધું હતું કે જરૂર તે કોઇ માનસિક દર્દથી પીડાય છે, અને વધારે દર્દ તેને એ કારણે થાય છે કે તે કોઇને કહી નહિ શકતી હોય. શોધવું જ રહ્યું!

જલકુકડી!

જયા એટલું બધું સરસ તરી જાણતી હતી કે હરુ અને ચમન પણ તેની આગળ પાછા પડી છતા. હરીફાઈ-માં અચૂક તે પહેલી આવવાની જ. આથી જ તેનું નામ બધાંએ જલકુકડી ઠરાવી દીધું હતું. મારી બાએ તો એ નામે ન બોલાવવા માટે સખ્ત ફરમાન કાઢેલું હતું. ચમને તો નાનપણમાં એ નામે બોલાવવા માટે માર પણ ખાધો હતો. અને એના પ્રતાપે તે સુધર્યો ય ખરો. પણ હરુ તો એનો એ રહ્યો. કેટલીયે વાર તો તે માત્ર ‘ કુકડી ’ કહીને જ બોલાવતો, અને માસીબા જ્યારે સાંભળી જતાં ત્યારે તેની ખબર લઈ નાખતાં. માસીબા ચાલ્યાં જતાં પછી જયા સામે આવી અંગૂઠા બતાવી કહેતીઃ “ કાં ! કહી તો જો હવે ? ” ત્યારે હરુ તેને મારવા દોડતો. અને તે કુકડી ઊડીને રસોડામાં ભરાઈ જતી. આવા તો કંઈક તોફાન–મસ્તી વડે તેમની બાળસ્મરણ કથા આલેખાયેલી પડી છે.

“ એ ડોકટર ! ” નીચેથી ચમનનો સાદ સંભળાયો.

હરુએ બારીમાંથી ડોકું કાઢી નીચે જોઇ પૂછયું : “ કેમ ? ”

“ કેમ શું ? હાલો જમવા.”

“ આ વખતે તો મારે તારી જીભને સમીનમી કરી નાખવી પડશે, ચમન ! ” હરુએ નીચે ઉતરતા હસતા હસતા કહ્યું.

હરુ જમીને પાછો વળ્યો ત્યારે તેણે બધી વસ્તુસ્થિતિ જાણી લીધી હતી. જયાના માનસિક પરિતાપનો તાગ તેણે મેળવી લીધો હતો. એ વાત કાંઈ બહુ લાંબી નથી. જયાની ઉમ્મર વધતી ગઈ તેમ તેમ માસીબાની ચિંતા પણ ફાલતી

ગઇ. અને તેના પિતા સટ્ટાબજારમાંથી નવરા થાય ત્યારે આ બધી માથાકુટમાં પડે ને! એટલે તેમણે તો જયાની આને કહી રાખ્યું હતુંઃ "તું તારે તને ઠીક લાગે ત્યાં કરી નાખજે. પૂછા વાટ જોઇશ મા." આમ જયા તો આંખના કણાની પેઠે ખુંચવા લાગી. યુવાન કુંવારી છોકરી હરેક માબાપની આંખનું કળતર હોય છે! પછી તો કુટુમ્બીઓ-ની સલાહથી પૈસાવાળું ઘર અને છોકરાનો ફોટો જોઇ તેનું સગપણ કરી નાખ્યું. આમ માએ આંખનું કણું કાઢી ફેંકયું અને તે પુત્રીના હ્રદયમાં જઈ ભરાયું. અને જ્યારે જયાનો પતિ પરદેશથી પાછો ફર્યો, ત્યારથી સૌ તેના તરફ દયાની નજરથી જોતું થઇ ગયું.

એટલે જ રડતું હ્રદય બાલપણના સાથી પાસે દિલાસો લેવા આવ્યું હતું. પેટછૂટી વાત કરવા આવ્યું હતું. પણ ત્યારે જલકુકડીનો હ્રદય ફફડાટ ડોકટર હરેન્દ્ર ન સાંભળી શકયા. અને સહાનુભૂતિની ભીખ માગવા આવેલી ભિખા-રણ ખાલી હાથે પાછી ફરી હતી.

માસીબાએ હરૂને મેડી ઉપર જતો જોઇ બોલાવ્યો અને પૂછ્યુંઃ "તું તો મોટો ડાકટર થઈ ગયો. હવે ડાહ્યો થઈને પરણી કરી ઘરસંસાર માંડ, ભાઈ, એટલે મામાને માથેથી ભાર ઉતરે."

હરૂએ ત્રાંસી નજરે જોયું તો જયા બારણાની ઓથે સંતાઇ સાંભળતી હતી. અને પછી ઘરમાં નજર નાંખતા તેણે પૂછ્યુંઃ "માસીબા, અમારી જલકુકડી કેમ દેખાતી નથી?"

માસીબા હસી પડયાં અને પછી બોલ્યાં: "હજી તું ઇ નામ ભૂલ્યો નથી?"

"માર ખાધો છે એ પણ યાદ છે. કેમ દેખાતી નથી."

"અંદર હશે જાને." કહી માસીબા ચાલ્યા ગયા.

હરુ અંદર ગયો ત્યારે જયા ડાહી ડમરી બની એક બાજુ નીચું જોઇ બેસી ગઈ હતી. હરુએ તેની નજીક બેસી જતાં કહ્યું: "કાં, કુકડી હવે કેમ નથી બોલતી?"

અને તે ખડખડાટ કરતી હસી પડી. જાણે હસી હસી-ને બેવડ વળી જતી હતી.

"જો બહુ હસીશ તો રડવું પડશે."

"રડવાનું તો છે જ, એટલે જ આજ મારી સખી પાસે પેટ ભરીને છેલ્લું હસી તો લઉં," અને વળી તે હસી પડી.

નાનપણમાં તે ઘણીવાર હરૂને સખી કહી બોલાવતી.

જયાનાં લગ્ન થઇ ગયાં.

હરૂ વિચારતો હતો: "એક નિર્દોષ પંખીણી પારધીની જાળમાં ફસાઇ ગઇ."

એ ગઈ ત્યારે છેલ્લી વખત મળી લેવા આવી હતી. ત્યારે તેણે કહ્યું હતું: "હરૂભાઈ, આ આપણી છેલ્લી જ મુલાકાત છે. મારું હૃદય કહી રહ્યું છે કે હવે આપણો ફરી મેળાપ નહિ થાય"

"ગાંડા શું કાઢે છે, બહેન! તું જ્યારે બોલાવીશ ત્યારે હું આવી હાજર થઈશ."

"ના, ભાઈ! મારું મન કહે છે, આપણું આ છેલ્લું

મિલન છે." કહી તે પગે લાગવા નીચી વળવા જતી હતી ત્યાર પહેલાં હરૂએ તેના બંને હાથ ઝાલી ઊભી કરી.

"બહેન!"

નીચેથી અવાજ આવ્યો: "જલદી કરો! મુહૂર્ત વીતી જાય છે."

"ભાઇ! શુભ ઘડી ચાલી જાય છે. છેલ્લી વખત સાંભળી લેવાનું મન થઈ જાય છે. એક વખત નહિ કહો, જલકુકડી?"

હરેન્દ્રની આંખો આંસુથી છલકાઈ આવી અને ધીમે ધીમે ગાલ ઉપર થઈ અશ્રુધાર વહી નીકળી. જયાએ તો રડી રડીને આંખનો રંગ જ ફેરવી નાખ્યો હતો. નીચેથી બધા ઉતાવળ કરવા લાગ્યાં.

"જયા!" રૂદનના આવેગથી તેના હોઠ કંપતા હતા.

"હું તો નથી રડતી. તમે પુરૂષ થઇને........જુઓ કોઈ ઉપર આવે છે. છેલ્લી વખત સાંભળતી જાઉં."

"જલકુક........" પ્રયત્ન કરવા છતાં હરૂ પુરૂં બોલી ન શકયો.

ત્યારે માસીબા ઉપર આવી પહોંચ્યાં હતાં.

શુભ મુહૂર્ત જોઇને, પરાધીની નાખેલી જાળમાં સપડાવા બધાંએ ભેગાં મળી તેને ઉડાડી મૂકી.

"ક્યાં એ સંસ્કારી જયા! અને આ જડભરત પતિ!" હરૂ ઉપરની બારીમાંથી તેમને જતાં જોઈ રહ્યો.

## ૨

દોઢ વર્ષ પછી રાજકોટ સીટી સ્ટેશને મેલ ટ્રેન આવી ઊભી રહી. આજે પણ ચમન સ્ટેશને આવ્યો હતો. પણ જાણે તે દિવસનો ચમન આજે નથી. ચહેરા પર નૂર નથી. મજૂરને હડસેલી ડબ્બામાં બેસી ગયો અને પછી ધીમે સાદે કહ્યું: "હરૂભાઈ, મારે તમારી સાથે ઘણી વાત કરવી છે. પછી કદાચ વખત નહિ મળે. જયાની છેલ્લી ઘડીઓ...."

"શું?" હરૂ બેબાકળો બની બોલી ઊઠયો.

"પહેલાં શાંતિથી મારી વાત સાંભળી લ્યો. પછી તમારે જે પૂછવું હોય તે પૂછજો," ડબ્બાનું બારણું બંધ કરી તે પાછો તેની જગ્યાએ બેઠો અને ટ્રેન ઉપડી.

તેણે કહેવાનું શરૂ કર્યું:

"લગ્ન પછી એકાદ મહિનો તો ઠીક ચાલ્યું. પછી તો ધીમે ધીમે ઘરનું બધું કામકાજ તેની એકલીને માથે આવી પડયું. સાલા કમજાત! આટલો પૈસો છે પણ........ કોણ જાણે કોના જેવી છે. ઘરમાં તેની સાસુનું જ ચલણ છે, તેનું કર્યું થાય જયાનો વર તો સાવ માવડીયો નીકળ્યો. મા કહે એટલા ડગલાં ભરે. અરે! મેં કેટલી વખત કમબખતને સમજાવ્યો. પણ શેઠની શિખામણ ઝાંપા સુધી. બે મહિના પછી તો તે પાછો ચાલ્યો ગયો. સાલો નમાલો! અક્કલનો જ છાંટો ન મળે! ઘરમાં બાર તેર માણસો. બધું કામ જયાને એકલે હાથે જ કરવાનું અને ઉપરથી મેણાંટોણાંની કાંકરીઓ પણ સહન કરવાની. બધું બિચારી મૂંગે મોઢે સહન કરવા લાગી કામ કરી કરીને તે તૂટી મરી.

એમાં પુરૂં ખાવાનું પણ ન મળે. કોઠારને તાળા ચાવી. તેની સાસુ રોજની રસોઇ કાઢી આપે અને તે રાંધે, અને વધે તો ખાય નહિ તો ભૂખી પડી રહે. આમને આમ છ મહિના કાઢયા. કોઈ દિવસ અમને જાણવા સરખું દીધું નહિ. છેવટે રહેવાણું નહિ એટલે પડોશણ પાસે કાગળ લખાવ્યોઃ "ગમે તેમ કરી મને અહીંથી તેડી જાવ."

"એટલે બાને મેં કહ્યું કે હું જઇને તેડી આવું. આ ઉલટા મારી ઉપર ખિજાયા અને કહેવા લાગ્યાઃ 'લ્યો બોલ્યા ભાઈ! તેડી આવું! સાસરે દુઃખ તો હોય જ ને, અમે જેટલું સહન કર્યું છે તેટલું થોડું જ તમારાથી–આજકાલના છોકરાંથી સહન થવાનું હતું? એ તો થોડા દિવસ એમ લાગે." અને બાપુજીએ તો કહી દીધું તમને જેમ ઠીક લાગે તેમ કરો. છતાં એક દિવસે છાનોમાનો જઈ તેમની સાથે ઝઘડો કરી જયાને તેડી આવ્યો. ત્યારે તેનું શરીર અડધું એ રહ્યું નો'તું. અને દિવસો ચડતાં હતાં. હું તેને તેડી આવ્યો એટલે બાનો કંકાસ શરૂ થઈ ગયો. મને તો કંઈ નહિ પણ રોજ જયાને સંભળાવવા લાગ્યાં. એટલે જયાએ મને આવી કહ્યુંઃ 'ભાઈ! આ ઘેર હું શાંતિથી મરીએ નહિ શકું. મને ત્યાં મૂકી જાવ. આ મારાથી નથી સહન થતું.' મેં તેને દિલાસો આપ્યો. ત્યાં વળી તેના સસરાનો કાગળ આવ્યો કે જલદી મોકલી દ્યો. પહેલો પત્ર તો મેં દબાવી દીધો. પણ બીજો પત્ર બાના હાથમાં જઈ પડયો. જાણે જયાનું તો તેને વેચાણ ન કરી નાખ્યું હોય, તેમ લખ્યું હતુંઃ" જયાને મોકલવા બાબત બે ત્રણ પત્રો લખ્યા છતાં, કાગળનો જવાબ પણ નથી આપતાં તો

પછી અમારે ચાંપતા પગલા લેવા પડશે.' અને મારી જાણુ બહાર જવાને બાએ મોકલી દીધી. જયાએ કાલાવાલા કર્યા તો યે મને મળવા ન રોકાવા દીધી. કાઢી મૂકી. હડસેલી મૂકી. મને ખબર પડી. પણ ત્યારે તો બીજી વીંખાઈ ગઇ હતી. હું સમસમી બેસી રહ્યો.

"એક તો દિવસો ચડતાં હતાં. નબળી પડી ગઇ હતી. અને તેમાં છેલ્લા દિવસો સુધી કામ ખેંચવું પડયું. છોકરૂં મરેલું આવ્યું. વીસમે દિવસેથી કકળાટ શરુ થયો. અને બે ત્રણ દિવસ પછી ખાટલો છોડવાની ફરજ પાડી. અને સુવાવડી અશક્ત જયા રસોડે ચાલી. રસોડામાં ગઈ અને ચકરી આવી. બિચારી સ્થિર ન રહી શકી. નીચે પડી ગઈ. અને તે દિવસ પછીથી ઊભી જ ન થઇ શકી. પછી તો તેને માથે કેટલાંય હાલહવાલ કર્યાં છે. કઇક ભૂવા બોલાવ્યા, ધૂંવાડી દીધી. અને છેવટે ઝોડ છે કહી ખૂબ માર મારી અધમૂઇ કરી નાખી. ત્યારે એના પાડોશીને દયા આવી અને તેણે વિગતવાર કાગળ લખ્યો. હું તેડવા ગયો. મને ડેલીમાં જ ન ગરવા દીધો. બે દિવસ રોકાણો અને પછી જ્યારે બધાં બહાર ગયાં હતાં ત્યારે છાનોમાનો જઇને અહિં લઇ લાવ્યો. સાંભળો તો ખરા, એની નીચતાની વાત! મારી માથે ગૃહ પ્રવેશ, ચોરી અને જેટલા આરોપ મૂકી શકાય તેટલા મૂકી કેસ કર્યો છે. ત્યારે બા. બાપુજીની આંખ ઊઘડી. હું જામીન ઉપર છૂટયો છું. કેસ ચાલે છે.

"ત્યાર પછી જયાની તબિયત સુધરતી જતી હતી. તો પણ રાતના કેટલીયે વાર હેબતાઈ ચીસ પાડી જાગી ઊઠતી અને પછી ગરીબડા અવાજે કહેતીઃ "હેં બા! હવે

મને ત્યાં પાછી નહિ મોકલો ને! હેં બા?" બા આશ્વાસન આપતાં. કેટલીયે વાર તમને યાદ કરતાં કહેતીઃ હરુભાઇને બોલાવોને! હરુભાઈ બધાંને પોંચી વળશે. મારે હરુભાઇને છેલ્લી વખત જોવા છે. હવે હું કાંઈ જીવવાની નથી. છેલ્લી વખત મળી લઉં." અમે બધાં તેને શાન્તવન આપતાં."

"ત્યાં અઠવાડિયા પહેલાં તેનો માવડીયો પતિ અહીં આવ્યો અમને એમ કે તે સમજી જાશે અને બંનેની જિંદગી સુધરી જાય તો ઠીક. પણ તે તો બગાડવા આવ્યો હતો. એ માવડીઆએ જયાને ખૂબ ધમકાવી. અમને ખબર પડી એટલે તરત અંદર દોડી ગયાં. પણ ઝેરની અસર તેનો ગુણ ફેલાવવા થોડું જ કોઇને પૂછવા રોકાય છે? તેણે જયાની જિંદગીની મંઝીલ ટુંકાવી દીધી.

"અત્યારે જયા પથારીવશ છે. ભાન નથી. કોઇને ઓળખી શકતી નથી. ગઈ કાલ સાંજ સુધી લવારો કર્યા કરતી હતી. આજ સવારથી તો હલન ચલન સુદ્ધાં બંધ પડી ગયું છે. હરૂભાઈ. તમને એણે એટલી વખત યાદ કર્યા ને.......હું તમને વહેલો બોલાવી શકયો હોત......"

તે વાત પૂરી ન કરી શકયો. ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો. બહેન ગમે એવી હશે, પણ તેના દુઃખના વખતે, ભાઈ ગમે એવો કઠોર હશે તો પણ તેનું હૃદય રડયા વગર તો નહિ જ રહે!

હરૂની આંખો આંસુથી છલકાઈ આવી.

ટાઉન સ્ટેશન આવી ગયું. ગાડી કરી બંને ઘેર

પહોંચ્યા. હરૂ તરત જ અંદર દોડતો ગયો. ચમન સામા-નની વ્યવસ્થા કરવા રોકાયો.

હરૂ ઘરના ઊંબરા આગળ જઈ ઊભો રહ્યો. સ્ત્રીઓ અને પુરુષોથી ઓરડો ખીચોખીચ ભર્યો હતો. પગ મૂક-વાની પણ ક્યાંયે જગ્યા નો'તી. જયા નહિ—જયાનું હાડ-પિંજર ગળા સુધી સફેદ ચાદર ઓઢાડેલું પલંગમાં પડ્યું હતું. કોઇ એક માણસ જે મરતા માનવીઓની નાડ જોવામાં પોતાને હુશિયાર ગણાવતો હતો તે જયાની નાડી હાથમાં પકડી બેઠો હતો, અને બીજાં બધાં ઉત્કંઠાપૂર્વક તેના મર-વાની રાહ જોઈ રહ્યાં હતાં. એ જ ભાઇ બોલી રહ્યા હતા. " મહાવીર પ્રભુ! ભગવાનનું નામ લ્યો, બહેન બોલો, મહાવીર પ્રભુ! શાંતિનાથ ભગવાન! અરિહંતાણં!"

હરુ, ચમનને તેની દવાની બેગ લઈ આવવાનું કહી ધીમે ધીમે જગ્યા કરતો જયાની પથારી સુધી પહોંચ્યો. નાડી પકડી બેઠેલા ભાઇને ખબર ન હતી કે હરુ, ડોકટર હરેન્દ્ર છે. હરુએ પેલા ભાઈને કહ્યું" "એ ય મીસ્ટર હાથ મૂકી દો અને નીચે બેસી જાવ નહિ તો બહાર ચાલ્યા જાવ, અને ચમન, બીજા બધાંને બહાર બેસાડ. અને આ લે આ ચીઠ્ઠી, હોસ્પીટલે સર્જનને આપજે, એટલે તે તારી સાથે 'ઓકસીજન' આપવાના સાધનો લઈ આવશે, જલદી."

થોડી વારે સર્જન આવી પહોંચ્યા, અને અભિપ્રાય વ્યક્ત કર્યો કે 'ઓકસીજન'થી કદાચ સવાર સુધી, વધા-રેમાં વધારે, જિવાડી શકાય, બાકી કેસ ખલાસ છે."

વહેલી સવારે જલકુકડીનો આત્મા પરમાત્મામાં ભળી ગયો. હરુ તેની સળગતી ચીતા સામે બેઠો બેઠો વિચારતો હતો :

"જયા જીવી હોત તો ? સમાજ તેનો શું ન્યાય કરત ? મા બાપ તેને ક્યાં સુધી તેમની શેર બાજરીમાં ભાગ પડાવવા દેત ? કે પછી અંતે તેને શ્વસુરગૃહે જીવતી દટાઈ, રિબાઈને નાશવંત દેહનો નાશ કરવો પડત ?"

દૂર નદીના વહેતા પાણીમાં તરતી જલકુકડી અદૃશ્ય થતી દેખાઈ. હરુ તેની તરફ જોઈ મનમાં ને મનમાં બોલ્યો: "તું યે મારા પ્રશ્નનો ઉત્તર આપ્યા વગર ચાલી જાય છે ?"

ઘડી પહેલાનું ચેતન અચેતન બન્યું અને છેવટ બની ભસ્મ. પવન આવ્યો અને રાખ ઊડી. ત્યારે શેષ અસ્થિ ખડખડ કરતાં જાણે છેલ્લું હાસ્ય હસી લેતાં હતાં.

વારતા પુરી થઈ ત્યારે સરલાભાભીની આંખો આંસુથી છલકાઈ આવી. હું વિસ્મય ભાવે બોલી ઊઠયો: "તમે રડો છો, સરલા ભાભી ?"

તેમણે કંઇ જવાબ ન આપ્યો અને પછી સાડલાના છેડા વતી આંખો લૂછી નાખી ધીમે અવાજે બોલ્યા : "કેટલા કઠોર છો !"

મેં ખુરશી ઉપરથી ઊભા થઈ જતાં કહ્યું : "ભાભી, આ તો વારતા છે, અને વારતા વાંચીને કોઇ રડયું હોય...."

"બસ, રહેવા દયો !" તેમણે મને આગળ બોલતો અટકાવ્યો અને ઊભા થતાં કહ્યું : "કેવા પાષાણ છો ! આટલું બધું લખી શી રીતે શકયાં ?"

મેં તમને પ્રવેશદ્વાર સુધી મૂકવા જતાં કહ્યું : "ઉઘાડી

આંખે ફરનારને માટે આ કંઇ નવું નથી. સંસારમાં કેટલીયે બહેનો આવી સળગતી ભઠ્ઠીમાં શેકાઈ રહી છે. જો તે આ બધા અત્યારે સહન કરી શકે છે, તો હું આટલું લખી ન શકું ?"

સરલાભાભી ઉંબર આગળ આવી ઊભા રહી ગયા. હું કહેતો રહ્યો :

"જ્યાં જ્યાં આવી મૂંગી બહેનોને અન્યાયની ચક્કીમાં પિસાતી જોઉં છું, ત્યારે એમની અસહાય આંખો જાણે કહેતી હોય છે : 'ભાઈ! અમે આ અન્યાયની ફરિયાદ નથી કરતાં, પણ અમારે એટલું જ પૂછવું છે કે અમને આ કયા અપરાધની સજા મળી છે?' ભાભી, એ નિર્દોષ છે. હું એને શું જવાબ આપું ? ત્યારે મને મારું મોઢું સંતાડી દેવાનું મન થઈ આવે છે. વેદનાથી મન ભરાઈ જાય છે. એ દુખિયારી બહેનો મારી પાસે જવાબ માંગે છે. હું સમાજ પાસે જવાબ માગું છું. જેમ અનંત મહાસાગર વચ્ચે પડે તો માનવી કિનારાની શોધ માટે વ્યર્થ આશા ભરી દૂર દૂર નજર નાખી નિહાળે, અને પછી આંખના પાણી એ નજરને છાવરી લ્યે, તેમ જ હું એ સમાજ પાસે, જાણું છું કે વ્યર્થ છે, નકામું છે, છતાંય ન્યાયની થેલી ધરી દઉં છું. ત્યારે એ ઝોળી તિરસ્કાર, અપમાન અને ઘૃણાથી ભરેલી પાછી ફરે છે. અને એજ ક્રમ ફરી ફરી ચાલ્યા કરે છે. જુઓ ભાભી, ફરી તમે રડી પડ્યાં! આ તો હું તમને કહેતો હતો કે હું આટલું બધું કેમ લખી શકયો. જવા દો એ બધી વાતો, ઘણું મોડું થયું છે, ભાભી."

સરલા ભાભી ચાલ્યા ગયાં. હું પાછો ફરી, અંદર જઇ પલંગમાં પડયો.

એકાએક ભારતીનો અવાજ સંભળાતો બંધ થયો અને મેં નજર ફેરવી જોયું તો તે બારી બહાર ડોકું કાઢી નજીક આવતાં સ્ટેશન પ્રતિ નિહાળી રહી હતી. હું કશું બોલ્યો નહિ. થોડી વારે ટ્રેન પ્લેટફોર્મ જઈ ઊભી રહી.

"કંઇ લેવાની ઇચ્છા છે?" મેં ભારતીને પૂછયું.

વારતાનો વિષાદ તેના ચહેરા પર દેખાતો હતો.

"ના, કંઈ જ ઇચ્છા નથી."

ટ્રેન ઉપડી, અને ભારતીએ ફરી વાંચવાનું શરૂ કર્યું.

*

## ૧૧

વહેલી સવારે, હજુ તો શર્વરીપતિનું શાસન ચાલતું હતું. મંગલગીતોના ધ્વનિથી હું જાગી ઉઠયો. હું બિછાનામાંથી ઊઠી બહાર આવ્યો અને જોયું તો લગભગ ઘરનાં બધા માણસો જાગી ગયાં હતાં. સ્ત્રીઓ ગીતો ગાઈ રહી હતી. મંડપારોપણની મંગલવિધિનાં મંગલ વચનો અસ્પષ્ટ રીતે ગોર ગણગણી રહ્યો હતો.

મેં બહાર જઇ જોયું તો મોટાભાઈ, નાનાભાઈ અને બીજા મહેમાનો દંતમંજન કરી રહ્યા હતા. અને બીજી કામકાજની વાતો થતી હતી. મોટાભાઈ અને નાનાભાઈ વચ્ચે પ્રેમ છે, બંને એક બીજા તરફ સહાનુભૂતિપૂર્વક જુએ છે. પણ બંને ભાભીઓને આ ઘરમાં આવ્યા પછી ક્યારે ય બન્યું નથી. જાણે હંમેશનો કલેશ તેમના માતાપિતાએ કરિયાવરમાં ન આપ્યો હોય! અને મારે માટે? એ તો મેં કયારનું યે કહી દીધું છે. મોટાભાઇ મારા પર બહુ પ્રેમ રાખે છે. એ ઘણુંજ લાગણી પ્રધાન છે, ભોળા છે. નાનાભાઇ એથી ઊલટા સ્વભાવવાળા છે. મને આવેલો જોઈ મોટાભાઇએ પ્રેમથી બોલાવી તેમની પાસે બેસાડયો અને કહ્યું : "સ્વરૂપ, આજથી તો તારે બરાબર 'ડયુટી' આપવી પડશે."

"તૈયાર છું."

અને મને સરભરાનું તેમજ બીજું પરચુરણ કામ સોંપ્યું.

મંગલવિધિની સમાપ્તિ થઇ ગઈ હતી. થોડી વારે 'તૈયાર છે' નો અવાજ આવ્યો અને અમે બધા અંદર ગયા. અંદર જતાં ઘરની બારી તરફ મારી નજર ગઇ અને સરલાભાભી ઊભેલાં દેખાયા. ગ્લાનીમય ચહેરા પર વિષાદની આછી રેખાઓ દેખાતી હતી. તેમણે સ્મિત કરતાં ધીમા અવાજે કહ્યું : "કાં ! આજ કેમ વહેલાં ઊઠયાં ?"

જવાબમાં હું તેમના સામે જોઇ હસ્યો અને પછી ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો.

લગ્ન આવતી કાલનાં હતાં. ત્યાં સુધી મારે ખાસ કશું કામ હતું નહિ. એટલે બીજાં પરચુરણ કામમાં ગુંથાયો. લગભગ સાડા અગિયારે બજારનું કામ પતાવી બહારથી આવ્યો ત્યારે મોટાભાઈએ મને બોલાવી કહ્યું : "સ્વરૂપ, તારી ટપાલ અને પારસલ આવ્યાં છે. તારા રૂમમાં મૂકાવ્યાં છે."

મેં રૂમમાં જઈ પારસલ ખોલ્યું તો તેમાં હંસા બહેનને ભેટ આપવા માટે રેશમી ખાદીનો સુટ મંગાવેલો તે હતો. અને બીજાં બધા ઓફીસના કાગળો હતાં. પત્રનાં પ્રત્યુત્તર લખી નાખ્યાં અને નોકરને બોલાવી ઝડપથી સ્ટેશને પહોંચાડવાનું કહ્યું. સાથે પેલી નવલિકા છેલ્લું હાસ્ય અને એ અદૃશ્ય થતી જલકુકડીને ગોટોવાળી વિદાય કરી દીધી. પછી નિરાંતે બીજાં પત્રો લખવા બેઠો ત્યાં પાછળની બારીમાંથી અવાજ આવ્યો: "સ્વરુપભાઈ !"

મેં પાછળ ફરી જોયું તો હંસા બારીમાં ઊભી હતી. મેં પૂછયું : "કેમ ?"

"બધા જમવા બેઠા છે અને તમને બોલાવે છે."

"ચાલ, આવું છું." કહી લેખન સામગ્રી ટેબલના ખાનામાં મૂકી ઊભો થયો ત્યાં મારી નજર આવેલા 'સુટ' ઉપર પડી. મેં પાછળ જોયું તો હંસા કોઈ સાથે વાત કરતી ત્યાં જ ઊભી હતી. મેં સાદ દીધો: "હંસા, જરા અંદર આવ તો."

"આવું ભાઈ", કહી હંસા અંદર આવી ઊભી અને બોલી: "શું ભાઇ?"

મેં બંડલ ખોલી સુટ તેના હાથમાં મૂકતાં પૂછ્યું: "જો, આ સુટ તારા માટે મંગાવ્યો છે, પસંદ છે?"

હંસાના ચહેરા પર પ્રશંસાના ભાવ તરવરી ઊઠયાં. તેણે સાડી, ચણીયો અને ચોળી છટાં કરી ટેબલ ઉપર મૂકયાં, અને પછી સાડી ઉખેડી, ખંભા ઉપર નાખી, કેવી લાગે છે, તેની પરીક્ષા કરવા આયના પાસે જઇ ઉભી રહી, બોલી: "સરસ છે, રેશમી ખાદી લાગે છે?"

મેં હસતાં હસતાં કહ્યું: "છે તો એ જ. પણ તને પસંદ આવી કે નહિ?"

તે સાડી સંકેલી ખોખામાં પાછી મૂકતાં બોલી: "વાહ! આવી સાડી કોને ન ગમે?"

અને ખરેખર, તેના શરીર ઉપર તે શોભી ઊઠે એવી હતી.

હું બહાર નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં તેણે કહ્યું: "આ હમણાં અહીં ભલે પડી," અને મારી પહેલાં જ રૂમની બહાર નીકળી જતાં ઊમેર્યું: "જલદી આવજો"

હંસા ઝડપથી ચાલી ગઈ. હું રસોડા તરફ વળ્યો.

જમીને પાછો ફર્યો ત્યારે સરલાભાભી પેલી સાડી જોતાં બેઠા હતાં. મને આવેલો જોઈ, સુટ ખોખામાં ગોઠ-

વીને મૂકી દેતાં કહ્યું : "હંસા બહેને મને હમણાં જ વાત કરી કે તેમને માટે તમે ખાદીનો રેશમી સુટ મંગાવ્યો છે, એટલે જોવા આવી હતી."

મેં તેમની વાત તરફ કંઈ લક્ષ ન આપતાં ખુરશી ઉપર બેસતાં કહ્યું : "તો હવે આપ એ સુટને અંદર લઇ જશો ? હંસા ક્યાં ગઈ ?"

"હંસા બહેન અહીં મારી સાથે જ આવ્યા હતા, પણ તેમના કોઇ બહેનપણી...."

"બ....સ."

થોડી વારે સરલાભાભી જવા માટે ઊભા થયા અને મારી તરફ જોઈ સ્મિત કરતાં કહ્યું : "આપ શ્રીમાને ભોજન...."

"જી હા." મેં તેમને વચ્ચે જ અટકાવી દઇ મશ્કરી-ભર્યા સ્વરે કહ્યું અને ઉમેર્યું : "આપ હવે પધારો તો સારૂ"

ભાભી કંઇ પ્રત્યુત્તર આપવા જાય તે પહેલાં બહારથી હંસાનો અવાજ સંભળાયો : "ભાભી, આ અંશુને પેલો સુટ દેખાડજો તો."

એકાએક મેં ભારતીને આગળ વાંચતા અટકાવીને કહ્યું: "ભારતી, બાકીની બધી વાતો તો તું જાણે છે."

ભારતીએ સહાસ્ય પૂછયું: "એટલે ?"

"એટલે એમ કે જે વાતો...."

"એ બધી વાતો જવા દો. હવે હું અંશુ તો છું નહિ."

"મને અંશુનો ડર નથી. પણ...."

ભારતીએ મારા કહેવા ઉપર ધ્યાન આપ્યા વગર આગળ વાંચવું શરૂ કર્યું.

૧૨

એક સશક્ત અને સુંદર યુવતી અંદર પ્રવેશી અને મેં ઊંચા અવાજે કહ્યું: "હંસા–ઈ અંશુ-ફંશુ કે જેને દેખાડવો હોય તેને દેખાડજે. પણ પહેલાં અહીંથી તો એ લઈ જા."

—અને અંશુ તિરસ્કૃત નજરે મારી સામે ઘડીભર જોઇ રહી. હંસા તો કશું સાંભળ્યા વગર જ ચાલી ગઇ હતી. એટલે સરલાભાભીએ કૃત્રિમ રોષ દર્શાવતાં કહ્યું: "કોની સાથે ક્યારે કેમ બોલવું એનું તમને જરાએ ભાન નથી!" અને પછી કેઈસ ટેબલ ઉપરથી લઇ, મારા શબ્દો સાંભળી ક્રોધથી ઉંબરમાં થીજી ગયેલી અંશુને સંબોધી કહ્યું: "ચાલો."

હું અનિમિષ નજરે અંશુને નિહાળી રહ્યો હતો. એક ક્ષણ અમારી આંખો મળી અને વઢકણી દૃષ્ટિ ફેંકી તેની આંખો ઢળી ગઈ. મને તે સુંદર લાગી. અને જે લોકો શ્યામ વર્ણમાં સૌન્દર્ય પેખી શકે છે તેમને તે સ્વરૂપવાન દેખાયાની જ! શરીર સૌષ્ઠવ, લંબગોળ ચહેરો, અણીદાર નાક તેના ટેકુ સૌન્દર્યમાં અભિવૃદ્ધિ કરતાં હતાં. અને તેની કપડાં પહેરવાની કુશળતા ખરેખર અવર્ણનીય છે. છેલ્લી ઢબથી, છેલ્લી ફેશનમાં, સાડલામાં એક પણ કરચલી ક્યાંય દેખાડ્યા વગર એવી રીતે પાટલીમાં ગૂંથી દીધેલ છે કે તે તેના ઉંચા દેહને શોભાયમાન બનાવે છે. જાણે એ એવી

ઢબથી કપડાંની સજાવટ દેહ ઉપર કરી શકે છે કે તેને ગમે તેવી સાડી પહેરાવશો તો તે અને સાડી બંને શોભી ઊઠવાના. અને પગના સેંડલ કહી રહ્યા હતા કે તે જૂનવાણી સમાજની નથી."

સરલાભાભી અને અંશુ બહાર નીકળ્યાં એટલે હું બારી પાસે જઈ ઉભો રહ્યો. બંને ત્યાંથી પસાર થયા. તેમની નજર બારીમાં જ નોંધાયેલી હતી. મેં લહેકો કરીને કહ્યું: "આવજો હોં!"

હું પાછો ફરી થોડીવાર આરામ લેવા બિછાનામાં જઈ પડયો.

અર્ધોએક કલાક પસાર થયો હશે ત્યાં મોટાભાઈએ રૂમમાં આવી મને જગાડયો. મારે તેમની સાથે કેટલીક વસ્તુઓ ખરીદવા માટે બહાર જવું પડયું. સવારથી કંઈક સુસ્તી જેવું તો જણાતું હતું. ત્યાં બપોરના બે અઢી કલાક તડકામાં ફરવું પડયું. એટલે માથું ભારે થઈ આવ્યું. લગભગ સાડાચારે બજારનું કામ પતાવી ઘેર આવ્યાં ત્યારે માથું એટલું સખત દુખવા આવ્યું હતું કે સ્થિર ઊભું રહી શકાતું ન હતું. હું મારા રૂમમાં જઈ બેઠો ત્યાં સરલાભાભી ચા લઈ આવી પહોંચ્યા. મેં ગુપચુપ ચા પી લીધી. એટલે તેઓ ખાલી કપ લઈ ચાલ્યાં ગયાં.

હું પલંગ પર જઇ સૂઇ ગયો. શરીરમાં ધીમે ધીમે જ્વરનો તાપ વધતો જતો હતો. હું જાગ્યો ત્યારે લગભગ આઠ થવા આવ્યા હતા. આંખો ખૂબ બળતી હતી. માથું પણ એટલું જ સખત દુઃખતું હતું. એટલે આંખો મીંચીને પડયો રહ્યો.

થોડીવાર થઈ હશે ત્યાં સરલાભાભી અંદર આવી ઊભા રહ્યાં અને ધીમે સાદે પૂછ્યું: "કેમ ભાઈ, આજ આમ કટાણાના સૂઈ રહ્યાં છો? જમવું નથી શું?"

"ના અત્યારે જમવું નથી, ભાભી." મેં સૂતાં સૂતાં જ કહ્યું.

"કેમ?" ઉદ્વેગભર્યાં સ્વરે તેમણે પૂછ્યું.

"અમસ્તું જ. જરા ઠીક નથી." મેં તેમના વ્યથિત થતાં ચહેરા સામે જોઈ કહ્યું.

"શું થયું છે, જોઉં?" કહી તેઓ નજીક આવી કપાળે હાથ અડાડતાં બોલી ઊઠ્યાઃ "આટલો તાવ ભર્યો છે ને બોલતાં પણ નથી? તો હું ચા લઈ આવું."

કહી તેઓ ચાલ્યા ગયા.

હું વિચારતો રહ્યોઃ બધા અમારા તરફ શંકાની નજરે જુએ છે, છતાં તે વખતસર ચા, જમવાનું અને આ સંભાળ શા માટે રાખતા હશે! નથી સમજાતું કે તે આ બધું શા માટે કરી રહ્યાં છે. તે તો કુંવારી વહુ છે. તેને હજુ આ ઘરમાં કંઇ કામ કરવાનો અધિકાર નથી, તેમજ તેને કોઈ કામ પણ ચીંધી ન શકે. તો પછી શા માટે....? છતાં એક વાત તો હું ચોક્કસ સમજું છું કે આ તેના લાભની વાત નથી. ઘણાં વિચાર આવે છે. તેમની સાથે બોલવા ચાલવાનું ઓછું, નહિ જેવું જ કરી નાંખુ તો? ત્યારે મનની લાગણી જોરશોરથી બોલી ઊઠે છેઃ" આ પ્રેમાળ હૃદય તરછોડી શકાશે ખરૂં? ના. એ તો નહિ બને. તે ઈચ્છે છે કોઇનો પ્રેમ, સહાનુભૂતિ, અમે નહિ, અમારા

હૃદયે એક બીજાને ઓળખી લીધાં છે. હવે બાજી અમારા હાથમાં નથી રહી.

મનમાં પ્રશ્ન ઉઠે છે : કોઇ કોઇના વાત્સલ્યને ઉવેખી શકે ખરૂં ?

સરોવરના બાંધેલા બંધને ખોલી નાખીએ અને જે રીતે પાણીનો ધોધ, હાસ્યની છોળો ઉડાડતો હોય તેમ ઉછળી ઉછળીને ખુશી થતો કયાંય સુધી નિર્મળ જળની છાલકો ઉડાડતો સરિતા સાથે જઈ મળે અને પછી શાંત; એમજ, સરલાભાભીના હૃદય સરોવરમાંથી છલકાઇ પડતો વાત્સલ્ય-ધોધ મને ભીંજવી રહ્યો છે. વાત્સલ્યની છોળો—સ્નેહ, માયા, મમતા બની અનેક રીતે મારી આસપાસ વીંટળાઈ વળી છે.

બધાંની આ વગોવણી હું નથી સાંખી શકતો, તેના માટે હું તો પુરુષ છું. મને કોણ કશું કહેવાની પણ હિંમત કરવાનો હતો ! પણ તેની જિંદગીને તો બધા વિના કારણ કલંકિત કરી મૂકશે.

આમ અનેકવિધ વિચારોના વમળમાં ઊંડો ઊતરતો જતો હતો ત્યાં સરલાભાભી આવ્યાં અને કહ્યું : "ઊઠો તો, ભાઇ."

હું ઊઠી બેઠો થયો અને જોયું તો સરલાભાભી બે ટેબલેટ કવીનાઈન, ચા, પાણી વિગેરે બધું લાવ્યાં હતા.

તેમના સ્નેહાળ સ્વરે, આ જેમ બાળકને ફોસલાવી પટાવી સમજાવે તેમ કહ્યું : "જુઓ, પહેલાં આ કવીનાઇન ખાઇ લ્યો એટલે તાવ ઊતરી જાય. અને પછી ઉપર આ ચા પી લેજો હોં !"

મને કહેવાનું મન થઇ જાય છે: "પ્રભુ! મારા જીવનમાં હું રાચતો હતો, પણ તેમાં તેં આ સ્નેહાળ નારીને મૂકેલી દઇ શા સારૂ વિક્ષેપ પાડ્યો? મારાથી આ બધું સહન નથી થતું."

મારી આંખો છલોછલ પાણીથી ભરાઈ આવી.

"આમ શું કરો છો! લ્યો, પછી હું માથું દાબી દઉં." ભાભીએ નજીક આવી કવીનાઇનની ગોળી મારા હાથમાં આપતાં એવી રીતે કહ્યું કે જાણે હમણાં રડી પડશે.

મેં ગોળી હાથમાં લેતાં કહ્યું: "ભાભી! તમે આટલી બધી તકલીફ શા માટે લ્યો છો?"

"હું તમારી ભાભી છું ને, એટલે."

પાણી સાથે ગોળી ગળી જઇ, ચા પી ખાલી પ્યાલો સરલાભાભીના હાથમાં આપતો હતો ત્યાં બા આવતાં દેખાયાં, થોડીવારે તેઓ અંદર આવ્યા ને સરલાને કહ્યું: "ત્યાં સૌ રાસડા લ્યે છે ને તમે અહીં બેઠા છો?"

બાના કરડા સ્વરને ઓળખી જઈ મેં વચ્ચે જ કહ્યું: "બા, ભાભી તો મારા માટે ચા લઈને આવ્યાં હતાં."

"ઠીક." કહીને બા અટકી ગયા, ત્યારે સરલા ભાભી ખાલી કપ લઈને ચાલ્યા ગયા હતા.

બાએ કહ્યું: "ઠીક નો'તું તો મને કહેવું હતું ને?"

મેં કંઈ જવાબ ન આપ્યો. બા ચાલ્યા ગયા.

*

૧૩

હું મારા એ વિપિનભાઈ વિશે વિચાર કરૂં છું ને મારા હૃદયાકાશમાં ગુસ્સાના અભ્રો છવાઈ જાય છે. અને ફરી ફરી એક જ વાતનો વિચાર કરૂં છું કે તેમનામાં એવી કઈ યોગ્યતા હતી કે તેમણે આ છોકરીને ખરાબ કહેવાની હિંમત કરી હશે ?

ગમતી નથી !

તેનામાં ન ગમે એવું શું છે ?

પણ તેના કારણોમાં કહેવા જેવું તેમની પાસે કંઈ નથી.

સરલા બેડોળ નથી. સુંદર છે. ચહેરાનો રંગ ઘઉં-વર્ણો છે. ચમકતી કાળી આંખો છે, શરમ વિનાની નહિ. પરવાળા જેવા હોઠ નથી. પણ છે તે એટલા બધા ખરાબ નથી, ઊલટા તેના દેહસૌન્દર્યમાં વૃદ્ધિ કરે છે. નાક પણ સુંદર મજાનું છે. ચહેરા પર નારીત્વના અભિમાનની સહાય વિકસતી રેખા અંકિત છે, અને એક પ્રકારનું અનોખું વ્યક્તિત્વ છે.

ત્યારે તેમણે એમ શા માટે કહ્યું હશે ? આવું સુધરેલું જંગલીપણું શા માટે દર્શાવ્યું હશે ?

ક્યાંય સુધી કેટલીયે વાતો વિચારતો બેઠો રહ્યો. ઘડિયાળમાં બારના ટકોરા પડયા અને પલંગ પરથી ઊઠી ઊભો થયો. બત્તી કરી પુસ્તક લઈ સોફા પર જઈ વાંચવા બેઠો. પણ વાંચી ન શકયો. એમને એમ જાગતો બેસી

રહ્યો. કોઈ કોઈ વાર રાત્રિરક્ષકની બૂમ સંભળાતી હતી. મચ્છર અને તમરાં હેરાન કરી રહ્યાં હતાં. એક કલાક પસાર થઇ ગયો. ઘડિયાળમાં એકનો ટકોરો પડયો.

બહારથી ધીમો, ખૂબ ધીમો અવાજ સંભળાયોઃ "સ્વરૂપભાઈ!"

બારણું ખોલી બહાર જોયું તો સરલાભાભી ઊભાં હતાં. હું સ્તબ્ધ બની તેમના તરફ વિસ્મય ભાવે જોતો ઊભો રહ્યો. પછી પૂછ્યું: "અત્યારે, ભાભી?"

ઉત્તર આપવાને બદલે તેઓ અંદર આવ્યા અને સોફા પર બેસતાં તેમણે કહ્યું: "મને ઊંઘ નો'તી આવતી. બહાર નીકળી જોયું તો અહીં બત્તી બળતી હતી એટલે ચાલી આવી."

બારણું અર્ધ ખુલ્લું મૂકી હું પલંગ પર જઇ પડયો. હું એની વિચિત્રતાને અજાયબ ભાવથી જોતો મનોમન પૂછી રહ્યો હતોઃ "આ સ્ત્રી મારા તરફ કઈ દૃષ્ટિએ નિહાળે છે?"

"તમને ન ગમ્યું, ભાઇ?" મને મૂંગો બની બેસી ગયેલો જોઇ પૂછ્યું.

"ના, એમ નથી."

"ત્યારે?"

"હું તમારા માટે વિચારી રહ્યો હતો"

પ્રશ્નાર્થ દૃષ્ટિએ તેઓ મારા સામે જોઇ રહ્યા. મેં કહ્યું: "કુંવારી વહુ છો ને?"

અમે બંને હસી પડયાં.

કેટલીયે વાર સુધી અમે મૌન બેસી રહ્યા. પછી

શાંતિનો ભંગ કરતાં મેં કહ્યું: "ભાભી, બધા આપણી તરફ કરડી નજરે જુએ છે. તમે નકામી શા માટે આ બદનામી...."

"તમને ડર લાગે છે ?"

"ના."

"સુખ, આનંદ, પ્રેમ એ બધાને ઓળખતા શીખી, અને ઓળખીને સમજતાં શીખી ત્યાં તો બધું કોણ જાણે ક્યાં અદૃશ્ય થઇ ગયું. પિયરમાં માણ્યું નહિ અને ત્યાં શ્વસુરગૃહે તો થાય તે ખરૂં !"

તેમના વિષાદભર્યો શબ્દો સાંભળી રહ્યો. ઊંડો નિશ્વાસ નાખતાં, પોતાની વાતનું જાણે સમર્થન ન કરતાં હોય તેમ ગ્લાનીમય ચહેરે ફરી બોલી ઊઠ્યાં: "ખરૂં જ કહું છું. કોઈ અવશ્ય પોતાના હાથમાં આપણાં કિસ્મતની લગામ જકડી રાખી મનસ્વીપણે ફાવે તેમ હાંકે જાય છે. ઘોડા-ગાડીનો ઘોડો કે બેલગાડીનો બેલ દોડયે જાય છે, એ માત્ર દોડવાનું સમજે છે. કયાં ? એ સમજવાનું કે વિચારવાનું કામ એનું નથી. એને કયાં અને કેમ દોડાવવો એ કામ ગાડીવાનનું છે. એમજ આપણે પણ જિંદગીનાં દિવસો કાપતાં દોડયે જઈએ છીએ."

એકાએક તેઓ બોલતાં અટકી ગયા. હું ભક્તિભાવથી તેમને સાંભળી રહ્યો હતો. તેમને આમ એકાએક અટકી ગયેલાં જોઇને મેં પૂછયું: "કેમ અટકી ગયાં, ભાભી ?"

શરમથી તેઓ નીચું જોઈ ગયાં અને કહ્યું: "કોણ જાણે શું યે લવારો કરી ગઇ !"

ન જાણે અમે કેટલા સમય પર્યંત શાંત બેસી રહ્યાં હશું ?

મેં શાંતિનો ભંગ કરતાં પૂછ્યું: "ભાભી, તમે મારા પરમ દિવસના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો?"

"કયા પ્રશ્નનો ઉત્તર મેં નથી આપ્યો?" કહી ઉત્કંઠીત ચહેરે મારા સામું જોઈ રહ્યાં.

"મારા ભાઇ વિશેનો તમારો અભિપ્રાય."

તેમણે કહ્યું: "સ્ત્રીનો અભિપ્રાય! અને તે પણ તેના પતિ માટે! આપણાં હિંદુસ્તાનમાં કોના સંસાર–સમાજમાં સ્ત્રીને પતિ વિશે બોલવાનો અધિકાર છે? પરમેશ્વરને તમે ફાવે તેમ, ફાવે ત્યારે, સારો ખરાબ ઠરાવી શકશો; પણ આ ભગવાનને તો નહિં જ. હા, મેં સમાજમાં એ ય જોયું છે કે જ્યાં સ્ત્રી પતિ ઉપર સંપૂર્ણપણે વર્ચસ્વ જમાવી દઈ બેઠી છે, ત્યાં એ સ્વામીનાથની સ્થિતિ દાસ કરતાં જરાએ ચઢિયાતી નથી, પણ ત્યાં યે સુખ શાંતિ નથી પતિ પોતાની સ્થિતિ બદલવા, પોતાના પુરુષ તરિકેનો હક્ક સાબીત કરી આપવા,–અધિકાર જમાવવા તલસી રહ્યો હોય છે. લાગ શોધી રહ્યો હોય છે. ત્યારે સ્ત્રી પણ તે જરાયે ઉંચો ન આવે તે માટે સતત્ પ્રયત્ન કર્યા કરતી હોય છે. આમ બંને વચ્ચે અધિકાર જમાવવાની સ્પર્ધા ચાલે છે. અને તેમાંથી વૈમનસ્ય–અણબનાવ બંને વચ્ચે મૂર્ત સ્વરૂપ પકડતો જાય છે. પછી તો રેલ્વેના પાટાની જેમ કોઇ દિવસ મેળ ખાતો નથી. આમ તેમના જીવન રથના ચક્રો ફર્યે જાય છે. સંભવ નથી કે તે ક્યારે ય એક બની ગતીમાન થઈ શકે?"

હું મુગ્ધ બની સાંભળી રહ્યો. મને થયું કે સરલા-

ભાભી આવું બધું વિચારતાં ક્યાં શીખ્યા હશે ? મેં પૂછયું: " તમે આ બધું શીખ્યા ક્યાંથી ? "

" કેમ ! અમને શું એ બધું જાણવા–વિચારવાનો હક્ક નથી ? "

" હક્ક ! ભાભી, હક્કની વાત જ જવા દો. કારણ કે તમારા ઉપર તમારો હક્ક નથી. પછી...."

સરલાભાભીએ મને વચ્ચેથી જ અટકાવી કહ્યું: "બરાબર, તો પછી અમારા ઉપર હક્ક કોનો ? "

" જુઓ, સાવ સાદી વાત છે. તમે પિયરમાં હો ત્યાં સુધી તમને સાચવવાની જવાબદારી તમારા માતાપિતાની રહે છે. ત્યાર પછી શ્વસુરગૃહે આવ્યા બાદ સાસુ સસરા અને પછી પતિ ! "

" ખરૂં છે. અમારી કોઇને પડી નથી. " સરલાભાભીએ નિઃશ્વાસ નાખી, માથું, સોફાની કિનાર ઊંચું ઢાળી દઈ આંખો મીંચી દીધી.

થોડીવાર પછી મેં પૂછયું: " ભાભી, તમે બંને એકબીજાંને પત્રો તો લખતાં હતાં ને ? "

" હા. એની શરૂઆત મેં કરી હતી અને પછી પત્ર લખવા મેં બંધ કર્યા. "

" કેમ ? "

" એટલું યે નથી સમજતાં ! પત્ર વ્યવહારથી એક બીજા માટેની માનભરી લાગણી નાશ પામે છે. તેમણે સોફા ઉપર સૂઈ જતાં કહ્યું "

હું તેમનો જવાબ સાંભળી નવાઈ પામ્યો. કહ્યું: "હું ન સમજ્યો ? "

પત્રો એ માણસના મનની છબી છે. પત્રો વાંચતાં જ આપણે કલ્પના કરી શકીએ છીએ કે આ પત્ર હૃદયના ઊંડાણમાંથી લખાયો છે અથવા તો સારૂ લગાડવા ખાતર લખ્યો છે. તેમના પત્રો વાંચતાં મનની મલિનતા અને સ્વાર્થલંપટતા જાણે તરવરી ન ઊઠતી હોય એમ લાગતું! મારા પત્રો તેઓ સમજી નો'તા શકતા. એટલે મને થયું કે આ રીતે તો અમારા મન અમને વધુ ઉપેક્ષીત બનાવી મૂકશે. એક બીજાની વધુ નજીક જવાને બદલે દૂર દૂર ધકેલાઈ જશું. આના કરતાં પત્રો ન લખવા એજ વધુ સારું છે. અને મેં પ્રત્યુત્તર આપવા બંધ કર્યા."

મેં પલંગ ઉપર આડે પડખે થતાં કહ્યું: "એટલે તમે એમ માનો છો કે પરણ્યા પહેલાં કોઈ પણ યુવક-યુવતીએ પત્રવ્યવહાર કરવો હિતાવહ નથી."

સરલાભાભીએ ઊઠી બેઠા થઈ. કપડાં સંકોરતા કહ્યું: પણ એમાં થોડો સુધારો કરવો પડશે. આપણે ત્યાં સગપણની પ્રથા ઉપર દૃષ્ટિપાત કરતાં એમ લાગે છે કે એ ઠીક નથી. કારણ કે લગ્ન પહેલાં તેઓ તો કદી મળી શકવાના નથી. એક બીજાને નજરે નિહાળ્યા પણ નથી. એવાઓને હું પત્રવ્યવહાર કરવાની સલાહ ન આપું. પણ જે લોકો લગ્ન પહેલાં એક બીજાંને સમજી ચૂક્યાં છે એવાને માટે પત્રવ્યવહાર સારું પરિણામ લાવે છે અને પરસ્પર વધુ ને વધુ અનુકુળ થતા રહેવાનો બંને પ્રયત્ન કરશે. પણ એવાં યુગ્મ આપણે ત્યાં કેટલાં?"

હું મુગ્ધ બની સાંભળી રહ્યો. તેમના જ્ઞાન ભંડોળ

અને સ્વતંત્ર વિચાર શક્તિ માટે ખરેખર તેમને ધન્યવાદ આપવાનું મન થઇ આવ્યું. છતાં એ એષણા દબાવી રાખતાં મેં પૂછ્યું: "આટલું બધું સમજો છો છતાં તમે વિપિન-ભાઇ સાથે લગ્ન કરવા તૈયાર છો?"

"હા." કહી તેઓ આડું જોઇ ગયાં.

હું પલંગ ઉપરથી ઊઠી સોફાના બીજાં છેડા ઉપર જઈ બેઠો અને કહ્યું: "કદી કોઈ પોતાના આત્માને છેતરી સુખી થઇ શક્યું છે, ભાભી?"

સરલાભાભી હથેળીમાં મોં દબાવી દઈ રડી પડ્યાં. થોડીવારે સ્વસ્થ થઈ માથું ઉંચુ કરી, આંખો મીંચી પડ્યા રહ્યા. હું નિષ્પલક નેત્રે તેમની સામે જોતો બેસી રહ્યો.

રાત્રિનો અંધકાર વધુ ઘેરો બનતો જતો હતો. વાતા-વરણ શાંત હતું. વચમાં વચમાં ક્યારેક કુતરાના ભસવાનો અવાજ સંભળાતો હતો. એક ક્ષણ પણ થોભ્યા વગર ઘડિ-યાળનો ટક ટક થતો અવાજ અને તમરાં બોલી રહ્યાં હતાં.

સૂમસામ રાત્રિ, એકાંત અને સામે જ એકાંતનો કાળ એવો વિકસીત નારી દેહ હું વિચારી રહ્યો: "અમે જે નથી એ દુનિયા માને છે. તો પછી એ જે માને છે એ કરી બતાવવામાં શું નુકશાન છે? માસીબાના શબ્દો યાદ આવે છે ત્યારે કાળજું કોરાઈ જાય છે. મારે લીધી તેને આટલું સહન કરવું પડ્યું. છતાં તેનો પ્રેમ–સ્નેહ જરાય ઓછો થયો નથી. કોઈ શું કહે છે એની તમા એને નથી. એ મને જાણે જરાય અળગો કરવા ન ઈચ્છતા હોય તેમ

જ મારી સાથે વર્તે છે. કલંકની ચાદર ઓઢી લઈને પણ તે મારી સારસંભાળ જતનપૂર્વક કરી રહ્યાં છે.

ત્યારે મેં તેમના માટે શું કર્યું? મારી પણ તેમના પ્રત્યે કંઇક ફરજ તો છે જ! હા, મારે તેમના દુઃખી જીવનને બદલી નાખવા કંઈક કરવું જોઈએ. અને કરવું જ પડશે.

હું તેમની વધુ નજીક સર્યો. બત્તીને પ્રકાશ તેમના ચન્દ્રવદનને અલૌકિક બનાવી રહ્યો હતો. હું તેમના વિકસિત નારી દેહને નિહાળી રહ્યો.

એકાએક કોણ જાણે ક્યાંથી મારા મનમાં એ વિચાર-ભાવના જાગ્રત થઈઃ “ હું તેમની સાથે....” આગળ ન વિચારી શકયો. મારો ઉન્માદ વધતો જતો હતો. વિકારનો કીડો સળવળી રહ્યો હતો. હું મને ન રોકી શકયો. મેં તેમની ખુબ પાસે જઇ બાવડું પકડી ઢંઢોળતાં ઉન્માદભર્યો કંઠે કહ્યુંઃ “ ભાભી ! ”

સરલાભાભી સફાલા જાગી ઊઠ્યા અને પછી સ્વસ્થ થતાં મૃદુભાવે બોલ્યાઃ “ શું ભાઇ ? ”

મારા હાથની પકડ ઢીલી પડી ગઈ અને ધીમે ધીમે હાથ છોડી દેતાં કહ્યુંઃ “ મારાથી આ સહન નથી થતું. ”

તેમણે એવાજ મૃદુભાવે કહ્યુંઃ “ હું તમારી સાથે ચાલી આવું એમ તમે ઇચ્છો છો ને ? ”

મારાથી હકારમાં માથું ધુણાવાઈ ગયું.

તેમણે કહ્યુંઃ “ મારા એકના સુખ-ઐશ્વર્ય માટે કેટલાં જણાંની સુખ શાંતિ નષ્ટ થાય છે તેની તમને ખબર નથી.

દુનિયા શું કહેશે ? ભાઇ, ભાઈની કુંવારી વહુને લઇ નાસી ગયો ! ભોજાઇ દિયર સાથે ભાગી ગઈ ! મારે ખાતર આપણાં કેટલાં કુટુમ્બીજનોને સહન કરવું પડે ? અને તમારે પણ ! તમારે પણ મને લઇ જઇને ય રહેવું તો છે સમાજ સાથે. અને આવા નાસેડુનો ભાર વહોરવાને કયો સમાજ તૈયાર છે ? ના, ના, મારાથી એ ન બને."

કહી તેઓ ચૂપ બેસી રહ્યાં. હું સ્તબ્ધ બની સાંભળી રહ્યો હતો. શરમ અને ક્ષોભને લઈ હું નીચું જોઈ બેસી રહ્યો. તેમણે કહ્યું: " ભાઈ, આમ મારી સામું જુઓ તો ! હું તો હવે બદનામ થઇ ચૂકી છું. તમને તેમાં શા માટે ઘસડી જાઉં ? મને જાણે એમ જ લાગ્યા કરે છે કે મારા જીવનમાં હવે ઉદય અને અસ્તને અવકાશ નથી. હવે તો લાગણીહીન શાશ્વત સુખની રાહ દેખ્યા કરૂં."

તેઓ નીરવ બની બેસી રહ્યાં. હું ઊભો થઈ ટેબલ પાસેની ખુરશી ઉપર જઈ બેઠો. ઘડીવાર પહેલાંની ઉન્માદા-વસ્થા માટે હું શરમ અને દુઃખથી ઊંચું ન જોઇ શક્યો. ત્યારે સરલાભાભીના મનમાં તેનો લવલેશ પણ ભાસ નથી. એ તો નિર્વિકાર ચિત્તે આંખો બંધ કરી ઝોકાં ખાવા લાગ્યા

પ્રભાતના છડીદારે છડી પોકારી અને મારૂં ધ્યાન ઘડિયાળ તરફ ગયું. જોયું તો ચાર થઈ ગયા હતા.

મેં તેમની પાસે જઈ ધીમેથી કહ્યું: " ભાભી ! હવે જઈને થોડો આરામ લ્યો. સાડા ચાર થવા આવ્યા છે."

સરલાભાભી ધીમે પગલે ત્યાંથી બહાર ચાલ્યા ગયા.

હું બત્તી બુઝાવી પલંગમાં પડયો, પણ કેમે કરી ઊંઘ ન આવી. મગજમાં જાણે વિચારોનો ચગડોળ ન ચડયો હોય તેમ માથું ભારે થઈ આવ્યું. હું સૂઇ ન શકયો. થોડીવાર પલંગમાં આમતેમ પડખા ફેરવી બેઠો થઇ ગયો. ઘડિયાળમાં જોયું તો પાંચ થવા આવ્યા હતા. કપડાં પહેરી હું બહાર નીકળ્યો ત્યારે પાંચના ટકોરા પડતાં સંભળાયા. ઘરમાં કોઈ સ્ત્રીઓ જાગી ઊઠી હોય તેમ અંદર થતી વાતચીત ઉપરથી લાગતું હતું. બહાર નીકળી હું ઝડપથી ચાલવા લાગ્યો. આટલી ઝડપથી કયાં અને શા માટે જતો હતો તેની તો મને પણ ખબર ન રહી! મારૂં વિહ્વળ મન કોણ જાણે કયાં ખેંચી જતું હતું! મેં થોભ્યા વગર ચાલ્યા જ કર્યું, શૂન્ય ચિત, અને એમજ જ્યારે પાછો ફર્યો ત્યારે સાડા સાત થવા આવ્યા હતા.

હું ઓસરી પાસેથી પસાર થતો હતો ત્યાં મારી નજર ઓસરીમાં ચા નાસ્તો કરવા બેઠેલાં બૈરાઓ પર પડી. આમ ઝડપથી પસાર થતાં કંઇ બધા ઉપર નજર નથી પડતી, પણ આંખ ગોતે તો છે કેવળ પોતાના પ્રિય પાત્રને! સ્વાભાવિક રીતે મારી નજર સરલાભાભી ઉપર પડી અને એ દૃશ્ય જોઈ મન બહુ ખાટુ પડી ગયું. એનું કારણ શોધવા ચારે તરફ આંખો ફેરવી જોયું તો બધી આંખો વિચિત્ર રીતે મારા તરફ તાકી રહી હતી. ફરી મેં

સરલાભાભી તરફ જોયું તો પહેલાંની જેમ જ નીચું જોઇ બેઠા હતા. હું ચિંતાગ્રસ્ત હૃદયે રૂમમાં જઈ બેઠો.

પાંચેક મિનિટ માંડ પસાર થઈ હશે. સરલાભાભી ચા નાસ્તાની ટ્રે લઈ ઓરડામાં પ્રવેશતાં દેખાયા. હું એમના ગ્લાનીમય ચહેરાને જોતાં સમજી ગયો કે કંઇ અનિષ્ટ બન્યું છે. નહિ તો ઉષા કંઇ સંધ્યા બને ?

દૂર પડેલી ટીપોય મારી નજીક લાવી, તેની ઉપર ચા-નાસ્તાની ટ્રે મૂકી એક બાજુ જઇ ઊભા રહ્યા. હું તેમના દુઃખમય મુખ સામે જોતો બેસી રહ્યો. એકાએક થોડીવાર પછી નજર ફેરવી તેમણે મારી સામે જોયું અને નજીક આવી બોલી ઊઠ્યાં: “ કેમ, ભાઇ! શું વિચારમાં પડી ગયાં ? ચા તો સાવ પાણી જેવો થંઇ ગયો ! ”

હું કંઇ પણ બોલ્યા વગર તેમની સામે જોતો બેસી રહ્યો. મને નિરુત્તર બેસી રહેલો જોઈ તેમણે ગરીબડા, દુઃખભર્યો સ્વરે કહ્યું “ તમને ય શું થઇ ગયું, ભાઈ? ”

તેમના એ અવર્ણનીય દુઃખભર્યા સ્વરે મારૂં મન વેદનાથી ભરાઇ આવ્યું. મેં કહ્યું: “ ભાભી, બેસો તો. ”

એક પણ શબ્દ બોલ્યા વગર તેઓ સોફા ઉપર બેસી ગયા. અને છલછલ ભરાઇ આવેલી અશ્રુભીની આંખો, મારાથી છુપાવવા, માથું નીચું ઢાળી દીધું.

“ આજે આ બધું શું થયું છે? કહો તો ભાભી.”

“ કશું જ નહિ.” ઉંચુ જોયા વગર તેમણે કહ્યું.

“તો પછી બધા સાથે ચા નાસ્તો કરવા બેસીને પણ બધાંથી જૂદાં એમ એક તરફ નીચું જોઈ શા માટે

બેસી રહ્યાં હતાં ? અને મારાથી આ આંસુઓનો વહેતો પ્રવાહ છુપાવવાનો મિથ્યા પ્રયત્ન શા માટે કરો છો ?"

આ શબ્દોએ તેમના દુઃખને વધારી મૂક્યું કે ઓછું કર્યું તે તો હું ન સમજ્યો. પણ તેઓ મુક્ત હૃદયે ક્યાંય સુધી રડતાં બેસી રહ્યાં.

થોડી વારે સ્વસ્થ થઇ તેમણે કહ્યુંઃ "તમારાથી ! ભાઈ, તમારી આગળ મારું દુઃખ હળવું નહિ થાય તો પછી મારુ બીજું છે કોણ તે આટલા સ્નેહથી મારા આંસુ લૂછી શકે !"

ત્યાં બાજુના ઓરડામાં થતી વાતચીત અમારે કાને પડી.

"હવે કાંઈ નાની નથી. આવતે મહિને લગ્ન થશે. બીજું તો બળ્યું કે ઠીક છે, કે દિયર ભોજાઈ છે તે હસે, વાતો કરે. પણ આણે તો શરમ મૂકી, અને ઈ બધું ય કુંવારા શોભે ખરૂં ?"

"પણ સરૂપે ય અક્કલ વગરનો મુવો છે. નહિ તો...."

"એમાં સ્વરૂપનો વાંક કાઢવા જેવું નથી. કાલે રાત્રે મેં મારા કાને સાંભળ્યું, સ્વરૂપ કહે 'સરલાભાભી, અત્યારે જાવ. કોક દેખશે તો ખરાબ લાગશે.' તે મૂઈ કહે છેઃ 'એમાં શું છે !' લ્યો હવે આમાં સ્વરૂપ બિચારો શું કરે ?"

"લ્યો સાંભળો ! આમાં કુંવારી વહુનું ભૂષણ શું ?"

"ધીમે બોલો, પડખે જ બેય જણાં બેઠાં છે."

—અને તેઓ બોલતાં બંધ થઈ ગયા.

અમારી નજર મળી કે તરત જ તેઓ નીચું જોઈ બોલ્યાં: "ચા ઠંડી થઇ જાય છે."

હું ખુરશી ઉપરથી ઊભો થઈ ગયો અને બારી પાસે જઇ ઊભો રહ્યો. કહ્યું: "ચાની જરૂર નથી !"

સરલાભાભી ચા નાસ્તાની ટ્રે લઇ ચાલ્યાં ગયાં.

*

હું બધા સાથે શાક સમારતો બેઠો હતો ત્યાં આવી એક છોકરાએ કહ્યું: “ સ્વરૂપકાકા, હંચાબેન બોલાવે છે.”

હંસાનું અપભ્રંશ થયેલું નામ સાંભળી બધાં હસી પડ્યાં. અને હું તેને તેડી લઈ અંદર ગયો. હંસા અને સરલાભાભી ઓરડામાં બેઠા હતા. મેં અંદર જઇ પેલા છોકરાને નીચે ઉતારી મૂકતાં પૂછયું: “ કેમ હંસા ? ”

એટલે હંસાએ સરલાભાભી સામું જોઇ મને કહ્યું: “ સરલાભાભી કહેશે. ”

મેં સરલાભાભી તરફ, શું કહે છે તે સાંભળવા દૃષ્ટિ ફેરવી જોયું તો, સવારનો થોડીવાર પહેલાંનો રડમસ ચહેરો, દુઃખ, વિષાદ, ગ્લાની—બધું એકાએક કોણ જાણે ક્યાં ખોવાઈ જઈ, તેની જગ્યાએ એજ હસમુખો આનંદ પ્રભાવ આવી પડયો. તેઓ માત્ર હસ્યા.

હંસાએ સસ્મિત કહ્યું: “ ગાડુ ભરીને વખાણ તો તમે કરતા હતા, અને એ કેમ ચૂપ થઈ ગયા ? ”

હું વિચિત્ર મૂંઝવણમાં આવી પડયો મેં કહ્યું: “ તમે બંને લડી ઝઘડીને પછી શું, કોને, કેવી રીતે કહેવું તે નક્કી કરી મને બોલાવજો. અને અહિં....”

“ રહેવા દ્યો બધું. હંસા બહેનની સખી તમારી સાથે વાતચીત યાને મળવા માંગે છે.” સરલાભાભીને ટેવ પડી ગઇ છે કે જ્યારે હું બોલવા લાગીશ અથવા તો જવા

લાગીશ ત્યારે તે જે કહેવાના હશે તે એક એક શબ્દ ચીપી ચીપીને બોલશે.

"મને! શા માટે?" મેં આશ્ચર્યથી પૂછયું.

સરલાભાભી મારા પ્રશ્ન તરફ ધ્યાન આપ્યા વગર સહજ સ્વભાવિક વાત કરતાં હોય તેમ કહેવા લાગ્યાઃ "એ તો મેં જરા કહ્યું હતું કે તમે સાહિત્યકાર છો અને તે એમાં રસ ધરાવે છે."

મેં કહ્યુંઃ "એમ! ત્યારે આપને ના પાડવા છતાં ય આપે મારી જાહેરાત કરવા માંડી છે. પણ એ છે કોણ?"

"તમે વિચારો તો? તમારી ગેરહાજરીમાં તમારા વિશે રસપૂર્વક વાતો કરનારને તમારા માટે કેટલી બધી માનભરી લાગણી હશે! અને વળી એ બીજી કોઇ નહિ પણ જેનું તમે સખ્ત અપમાન કરી તેના નામને બગાડી મૂકયું હતું તે અંશુ કંશુ આપને મળવા ઇચ્છે છે." કહી સરલાભાભી અને હંસા ખડખડ કરતાં હસી પડ્યાં.

"તો એને કહી દેને હું મળવા નથી ઇચ્છતો." કહી હું બહાર નીકળવા જતો હતો ત્યાં તે અંશુ જ સામી આવી ઊભી રહી. તેના મોઢા ઉપરથી એમ દેખાયું કે તેણે મારા શબ્દો સાંભળ્યા હશે. હું જરા છોભીલો પડી ગયો. અને પછી ઝડપથી બહાર નીકળવા, માંડ ઊંબરા સુધી પહોંચ્યો હોઈશ ત્યાં તેનો મીઠો તીવ્ર અવાજ સંભળાયો "જરા ઊભા રહો તો!"

હું ઊભો રહી ગયો. કમાડને ટેકો ઊભો રહી તેના બોલવાની રાહ જોતો રહ્યો. તે જરા નજીક આવી મારી

સામેના કમાડને ટેકો દઇ બોલીઃ "સ્ત્રીઓથી આટલા બધાં ડરતાં હશો એવી મને ખબર હોત તો મેં એવો આગ્રહ ન કર્યો હોત! છતાંય એટલું પૂછ્યા વગર તો નથી રહી શકતી, કે સ્ત્રીઓથી ડરવા–બ્હીતાં રહેવાનું કારણ શું?"

"સ્ત્રીઓની સામે નફ્ફટ અને નિર્લજ્જ બની આવવું તેમાં કાંઇ બહાદુરી નથી! એ તો સૌ કોઈ કહી શકે. તમારા પ્રશ્ન માટે વાદવિવાદ કરવા હું નથી ઇચ્છતો." કહી હું તેની સામે જોતો ઊભો રહ્યો.

તેના ચહેરા પર કોમળ ભાવ તરવરી ઊઠયા, તે નમ્ર સ્વરે કહેવા લાગીઃ "મને સરલા બહેને તમારા વિષે ઘણું કહ્યું છે, અને એટલે જ મારા મનમાં તમને મળવાની ઉત્કટ અભિલાષા થઇ હતી. આપણી પહેલી મુલાકાત વખતે તમારા ઉપર એવી તો દાઝ ચડી હતી કે....! ત્યાર-પછી તો હું તમને ઓળખી ચૂકી છું. એટલે આ મેળાપ અને તમારા જવાબની વિચિત્રતા માટે મને જરાય નવાઇ નથી લાગતી."

હું તેને સાંભળતો ઊભો હતો. તેની વિચિત્ર વાતોથી મારું મન આશંકા વડે ભરાઈ ગયું છતાંય મનમાં જાણે આ યુવતી તરફ કોઇ મીઠી લાગણી અનુભવતો રહ્યો. આવી બંડખોર અને સાફ સાફ જબાનમાં વાત કરતી સ્ત્રી મેં મારા જીવનમાં બહુ ઓછી જોઇ છે.

તે બોલતી રહી: "તમે મને મળવાની ના પાડશો એવું તો મેં કલ્પનામાં ય નો'તું ધાર્યું! મારા જીવનમાં

તમે પહેલાં જ છો કે જેણે મને આમ ઉપેક્ષી હોય! તમારૂ સાહિત્ય..."

હું વચ્ચે જ બોલી ઊઠ્યો: "રહેવા દ્યો. સાહિત્ય ચર્ચા ક્યારે થાય તેની તમને જરા પણ ગમ નથી. કોની સાથે ક્યારે અને કેમ વાતચીત કરી શકાય એ શીખવાની પણ જરૂર છે. પોતાને સારૂં લાગે છે એમ કહેવાથી બધાંને સારું લાગવા નથા મંડી જતું!" અને પછી ઝડપથી ત્યાંથી ચાલ્યો ગયો.

બહાર ફળીમાં જઈ જોયું તો કેટલાંક મિત્રો મારી રાહ જોતા બેઠા હતા. રસિક અને ત્રિલોક પણ હતા. ત્રિલોકે મને બોલાવ્યો અને હું તેની બાજુમાં ખુરશી ઉપર જઇ બેઠો. અને બધા ગપ્પાં મારવા લાગ્યા.

થોડી પળો પસાર થઈ હશે ત્યાં અંશુ નજીક આવી ઊભી રહી, બોલી: "હું તમને એમ કંઈ છોડી દેવાની નથી. હું તો જો કે અહિં જ છું, પણ તમને બપોરના મળીશ."

આટલું કહી તે ચાલી ગઈ.

એ ગઈ એટલે ત્રિલોકે તુચ્છકારભર્યા શબ્દોમાં કહ્યું: "આ નંબરી માલ અહીં ક્યાંથી?"

તેના આ શબ્દો સાંભળી ક્રોધ અને ગુસ્સાથી મારું શરીર ધ્રૂજી ઉઠ્યું. જ્યારે જ્યારે આવું બને છે ત્યારે મને એવાઓ પ્રત્યે એટલી બધી નફરત ઉપજે છે કે હું, મારો સંપૂર્ણ વિરોધ મૌનમાં જ ઠાલવી દઉં છું. અને આ ટેવ–આફતને અંગે મારે ઘણું સહન કરવું પડ્યું છે. છતાં હું

મારી એ આદત નથી છોડી શકયો. એટલે જ તેઓ મૌન તિરસ્કારને બદલે સંમતિ માની આગળ ચલાવ્યે જાય છે. એ વખતે હું બધું સાંભળી લઉં છું. પણ પછી કોઇ દિવસ તેની સાથે વાત કરવાનું પસંદ કરતો નથી. સાથે સાથે એ પણ કહી દઉં કે કોઈની સાથે બોલી બગાડવાનું મને જરાયે ગમતું નથી.

ત્રિલોકે કહ્યું : " કોઇ પણ યુવાનને તેના વિશે પૂછ-વાથી ઘણું, જાણવાનું મળશે. તેને નહિ ઓળખતું હોય એવું કયાંય તને સાંભળાય નહિ. માટે એનાથી ચેતીને ચાલવામાં મજા છે."

અને પછી કાગળ ઉપર ન ઉતારી શકાય તેવી ગલીચ વાતો ઉપર તે આવી ગયો. મારી ધીરજ અને સહન શક્તિનો અંત આવી ગયો. હું ત્યાંથી ઊઠી મુખદ્વાર પાસે જઈ ઊભો રહ્યો. રસ્તા ઉપર નજર પડી તો ઘોડા-ગાડીમાં, જેના વિશે હું અત્યાર સુધી સાંભળી રહ્યો હતો, તે અંશુ બેઠી હતી. અમારી નજર મળી અને મને તેના તરફ ભાવ–માન ઉપજ્યું. અને નિષ્પલક નેત્રે તેને નિહાળતો ઊભો હતો ત્યાં ત્રિલોક મારી પાસે આવી ઊભો. અંશુ પ્રતિ તેની નજર ન હતી નહિ તો તે એમ ન બોલ્યો હોત: " પણ દોસ્ત, તારે એની સાથે મારી ઓળખાણ કરાવી આપવી પડશે."

ઘડી પહેલાં મને તેનાથી દૂર રહેવાની શિખામણ આપતો મારો મિત્ર તેની સાથે પરિચય કરાવવા માટે મને વિનવી રહ્યો હતો. હું કંઇ જવાબ આપું તે પહેલાં અંશુએ

મને બોલાવ્યો: "સરલા બહેનની રાહ જોતી હતી. તેઓ તો આવ્યા નહિ. ચાલોને તમે! હમણાં જ પાછા આવી જશું."

ત્રિલોક અંશુને જોઈ શરમિંદો પડી ગયો. હું તેનાથી છૂટવા માંગતો હતો. હું ગાડી તરફ આગળ વધ્યો. ગાડી પાસે પહોંચ્યો કે અંશુએ પૂછ્યું: "આ ભાઈને કોની સાથે ઓળખાણ પડાવવી છે?"

"તમારી સાથે." કહી હું ત્રિલોક તરફ જોઈ હસ્યો. તેણે મોઢું કટાણું કરી હસવાનો પ્રયત્ન કર્યો.

અંશુએ હસતાં હસતાં કહ્યું: "આવા તો કેટલાંય મારા સાથે પરિચય કરવા માટે હેરાન થાય છે. ચાલો, નાહક મોડું ન કરો. અરે! ત્યાં આગળ શા માટે જાવ છો? અહીં, મારી પાસે જ બેસો."

હું આ મિત્રથી છૂટવા માટે તેની સાથે ભાગી છૂટ્યો. તે તિરસ્કારપૂર્વક અમને સાથે બેઠેલાં જોઈ રહ્યો અને કદાચ અંશુનાં છેલ્લા શબ્દો તેને પ્રજાળી રહ્યાં હશે!

ગાડી બજારમાંથી પસાર થઈ રહી હતી. લોકોની આંખો અમારા તરફ ખેંચાઈ રહી હતી. એ તરફ ધ્યાન ખેંચતા અંશુએ કહ્યું: "જુઓ, આ લોકો! છે જરાય ઊતરતા તમારા એ મિત્ર કરતાં? આપણામાં એવું શું છે તે આમ નકામાં આંખો ખેંચી રહ્યા હશે?"

મને થયું કે કહું: "આપણામાં નહિ. પણ તમારામાં છે, રૂપ, સૌન્દર્ય અને યૌવનનો ઊષઃકાળ! પણ મેં મારી એ મનોવૃત્તિ દબાવી દેતાં કહ્યું:" લોકોની

મનોવૃત્તિ જ એવા હલકા પ્રકારની બની ગઈ છે કે તે યુવાન સ્ત્રી પુરુષને એકલાં સહન જ નથી કરી શકતી. પછી ભલે તે પતિ–પત્ની હોય, યા ભાઈ–બહેન, પણ તેમનાથી આમ જાહેરમાં, આટલી છૂટથી તેમની નજરે ચઢીં જ ન શકાય, એવી માન્યતા પણ થઈ ગઈ છે.

અંશુએ ગંભીર વદને મારી વાતનું સમર્થન કરતાં કહ્યુ : "હા, મેં પણ એવું જ અનુભવ્યું છે. લ્યો આ ઘર તો આવી ગયું, ચાલો, અંદર આવો છો ને!"

ગાડી ઊભી રહી અને અમે નીચે ઊતરી ઘરમાં ગયાં.

અંશુ, મને તેના ઓરડામાં બેસાડી 'આવું છું' કહી ચાલી ગઈ. દસેક મિનિટ પછી કપડાં બદલાવી અંદર આવી ઊભી રહી ત્યાં બહારથી અવાજ આવ્યો : "ભારતી બહેન, તમારી ટપાલ છે."

અંશુ ટપાલ લેવા બહાર ચાલી ગઈ.

હું દીવાલચિત્રો જોતો આમતેમ ફરતો હતો ત્યાં ચાની ટ્રે લઈ અંશુ અંદર આવી અને ટેબલ ઉપર મૂકી બોલી : "ચાલો".

હું કંઈ પણ બોલ્યા વગર ટેબલ નજીક ખુરશી ખેંચી લઈ બેઠો અને તે કંઈ પણ કહે ત્યાર પહેલાં ચાનો કપ હોઠે માંડ્યો. અને તેના ખાલી હાથ તરફ મારી નજર પડતાં મેં પૂછ્યું : "તમે ચા...."

"હું ચા નથી પીતી."

"ઘણું સારૂં."

બે ત્રણ વખત મેં નજર ફેરવી તેના તરફ જોયું તો

તે મને નીરખી રહી હોય તેમ લાગ્યું. ફરી એક વખત મેં મોઢું ઊંચું કરી તેના તરફ જોયું અને અમારી આંખો મળી. મેં પૂછ્યું: "શું જોઈ રહ્યાં છો?"

"તમને!"

"એ તો હું ય સમજું છું. થોડા સમય પહેલાં મને એક તમારા જેવી જ બંડખોર યુવતી સાથે પરિચય થયેલો. એક વખત તમારી જેમ જ હું તેની સામે જોઈ રહેતો. ત્યારે તેણે મને કહ્યું હતું: પ્રેમમાં પડી જવાનું મન થઇ જાય છે, નહિ?"

અંશુ સહાસ્ય બોલી ઊઠી: "અને આજે તમને એ પ્રશ્ન મને પૂછવાનું મન થઈ આવે છે નહિ?"

મેં કંઇ ઉત્તર ન આપ્યો એટલે તેણે કહ્યું: "ક્ષણિક સહવાસના પરિચયમાં પ્રેમની આશા...."

હું વચ્ચે જ બોલી ઊઠ્યો: "રહો. પ્રથમ પ્રેમ અને પછી પરિચય એ તો આજકાલની પ્રણાલિકા છે."

"એમ?"

"હા. ઘણાં યુવાનો મેં જોયા છે કે જેઓ પ્રથમ દૃષ્ટિએ પ્રેમમાં પડી જઇ પરિચય માટે વલખાં મારતાં હોય છે. અને પછી તેઓ એવી રીતે પરણી જાય છે કે જ્યાં પ્રેમ પણ નથી હોતો અને પરિચય પણ નહિ."

"વાહ! એ તો આપણાં લગ્ન-સંસારની વાત કહી."

"હા."

"પણ હું લગ્નમાં નથી માનતી."

હું વિસ્મયભાવે તેને નિહાળી રહ્યો.

"કેમ, આમ જોઈ રહ્યાં છો?"

"તમારો દંભ જોઈ હસવું આવે છે."

"ના–ના, આ દંભની વાત નથી. ખરેખર! હું લગ્નમાં નથી માનતી."

"તો?"

તે પ્રત્યુત્તર આપવા જાય ત્યાર પહેલાં બહારથી કોઈનો અવાજ સંભળાયો: "ભારતી!"

અંશુએ ઊભાં થતાં કહ્યું: "આવી બા."

અંશુના વયોવૃદ્ધ મા દ્વાર આગળ આવી ઊભા રહ્યા અને કહ્યું: "બહાર ગાડીવાળો બૂમ પાડે છે."

અમે બંને બહાર નીકળ્યાં અને ઓસરીમાં આવી ઊભાં રહ્યાં. અને નીચે ઊતરવા જતાં હતાં ત્યાં અંશુના બાએ તેને બોલાવી. તેણે ત્યાં ઊભા ઊભા જ પૂછયું: "શું?"

"સાંજે મહેમાન આવવાના છે તો જરા વહેલી આવી જજે."

"મેં તમને કેટલી વખત ના પાડી છે!"

"પણ........"

અને તેણે મારો હાથ પકડી કહ્યું: "ચાલો."

હું તેની પાછળ ઘસડાયો. તેના બા બબડતાં રહ્યાં.

ગાડીમાં બેઠા પછી મેં પૂછયું: "શું વાત છે, ભારતી?"

થોડીવાર તો તે વિસ્મય ભાવે મારી સામે જોઈ રહી. અને પછી બોલી: "તમને એ નામની કયાંથી ખબર પડી?"

"થોડીવાર પહેલાં તો તમને એ નામથી કોઈએ બોલાવ્યાં હતાં."

“ હા. એ મારું લાડકું નામ છે. પિતાજીને એ નામ ખૂબ ગમતું. તેઓ મને એ નામથી જ બોલાવતાં.”

“ આડી વાત કાઢીને તમે મારા પ્રશ્નને ભુલાવી દેશો એ નહિ ચાલે. ”

“ તમારો પ્રશ્ન ? ”

“ પ્રશ્ન નહિ. પણ ઘેર આવનાર મહેમાન પ્રત્યે....”

“ અરે ! એ વાતમાં કાંઈ સાર નથી.”

“ બધી વાતમાં કાંઈ સાર હોવો જોઇએ એવું તો નથી જ ને ! ”

“ તમને નહિ પહોંચાય ! ”

“ એટલે જ કહું છું ને કે....”

“ મારા વેવિશાળની વાત હતી.”

“ વાહ ! આને તમે સાર વગરની વાત કહો છો ? ”

“ નહિ તો ! મેં તમને થોડી વાર પહેલાં જ નો’તું કહ્યું કે હું લગ્નમાં નથી માનતી ? ”

“ તો ? ”

“ જેમાં તમે માનો છો.”

હું સ્તબ્ધવત્ બની સામે તાકી રહ્યો.

“ કેમ આમ ડઘાઈ ગયા ? ”

સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં મેં કહ્યું: “ તમારી વાત હું ન સમજ્યો તેથી.

“ હું સરલા બહેન પાસેથી તમારા વિશે અને તમારા વિચારો સાંભળી ચૂકી છું. હવે મારાથી છૂપાવવાનો કંઈ અર્થ નથી. ”

"ઓહ!" મારાથી બોલાઈ ગયું. અને પછી હું શાંત બેસી રહ્યો. મારા ચહેરા ઉપર ગમગીનીની છાયા ફરી વળી. મને થયું મેં આને ઓળખવામાં ભૂલ કરી હતી. દુઃખી હૃદયો જ્યારે ભેગાં થાય છે ત્યારે તેઓ પોતાના સુખ દુઃખની કોઈ પણ વાત છુપાવી શકતાં નથી. સરલા-ભાભીએ મારી ઘણી ઘણી વાતો તેમને કહી દીધી હોય તેમ મને લાગ્યું.

વિચારોની પગદંડી પર દોડયે જતો હતો, પણ વધુ આગળ જતાં ભારતીના કોમળ સ્વરે થોભાવ્યોઃ "શું વિચારમાં પડી ગયા?"

"કંઈ નહિ."

"તદ્દન જૂઠું. મનમાં થાય છે ને કે આ લપ ક્યાંથી વળગી!"

હું નિરુત્તર રહ્યો. ગાડી ઘર આગળ આવી ઊભી રહી ત્યારે સરલાભાભી પ્રવેશ દ્વારમાં જ ઊભા હતા. અમને જોઈ સહાસ્ય બોલી ઊઠ્યાંઃ "કયાં ફરી આવ્યાં બંને?"

મેં રોષપૂર્ણ સ્વરે કહ્યુંઃ "ભાભી, આજથી આપણે તમારી સાથે બોલવાનાં જ નથી!"

સરલાભાભીએ ભારતી તરફ જોઇ કહ્યું: "હવે શેના બોલો ભાઇ?"

"કેમ, ભાભી, આજ આમ બોલવું પડે છે?"

સરલાભાભી ભારતી સામે જોઈ અર્થભર્યું હસ્યાં.

ભારતી સરલાભાભીનો હાથ પકડી અંદર લઇ જતાં બોલીઃ "એવાં છો ને સરલા બહેન!"

દિઙ્મૂઢ બની તેમને જતાં જોઇ રહ્યો, અને પછી જોરથી બોલી ઊઠયોઃ "સરલા ભાભી!"

તેઓ ઝડપથી પાછા ફર્યા, કહ્યુંઃ "કોઈ સાંભળશે તો શું કહેશે?"

"પણ આ બધી વાતોનો શું અર્થ છે?"

"હું શું જાણું?"

"વારુ!"

"બહાર ગાડી ઊભી રહેવાનો અવાજ સાંભળી તેઓ ચાલ્યા ગયા.

આજે વહેલી સવારે જાનને વળાવી, સમાજના રીત-રિવાજને અનુસરી લગ્ન–નિર્વિઘ્ને ઉકલી ગયાંનો સૌએ સંતોષ અનુભવ્યો. અમે બધાં, સરસામાન જેમનો તેમને પહોં-ચાડવામાં રોકાયા. બપોર સુધીમાં ઘણો ખરો સામાન તો પહોંચાડી દીધો. બપોરે વિશ્રાંતિ ગાળતો મારા રૂમમાં બેઠો હતો ત્યાં સરલાભાભી આવ્યા.

“આવો ભાભી.” મેં કહ્યું.

“એક વધાઈ આપવા આવી છું.”

“વધાઈ શેની?”

“તમારા વેવિશાળ અને લગ્નની.”

“કોણે કહ્યું?”

“તમારો ચહેરો આમ વિલાઇ કેમ ગયો? બા અને મોટાભાઈ વાત કરતા હતા.”

“સાચું કહો છો, ભાભી?”

“હા.”

“ત્યારે તો હું આજ સાંજની ટ્રેનમાં જ ચાલ્યો જઈશ.”

“તો કેટલું ખરાબ દેખાશે તેની ખબર છે? એમ ઉતાવળ કરી ચાલ્યા ન જશો. કર્યું કારવ્યું ધૂળ થઇ જશે. પણ ભાઈ, તમે લગ્નની શા માટે ના કહો છો?”

"બધા વતી વકિલાત કરવા આવ્યાં ચે, ભાભી? મેં તો તમને તે દિવસે જ કહ્યું હતું કે લગ્નની ઇચ્છા નથી."

"તમે જે રીતે રહેવા માગો છો. લગ્ન કર્યા વગર, એક બીજાંની ઓથે રહી જીવવા માંગો છો. પણ આપણો સમાજ........"

"ભાભી, સમાજને નામે બધું જ થઇ શકે છે અને કશું પણ નહિ."

"તમારા વિચારો તમને જ ભારે પડશે. અને એ વસ્તુ કોઇ દિવસ બની શકશે ખરી?"

"હા. માણસના વિચાર અને વિકાસ સંજોગાધીન છે."

"એટલે ભવિષ્યમાં તમારા વિચાર પલટાય પણ ખરા?"

"ભવિષ્યની તો આશા રખાય. અને વર્તમાનનો ભરોસો છે."

"કોઈ સ્ત્રી તમારા વિચારોને મળતી થઈ જાય તો તમે તેની સાથે જીવનમિત્ર તરીકે રહો, ખરૂં ને?"

"જરૂર."

"હું તમારી સાથે ચાલી આવું તો?"

"ભાભી?" હું વિસ્મયપૂર્ણ સ્વરે બોલી ઊઠયો. અને પછી ધીમે સ્વરે કહ્યું: "આ બધી વાતો શા માટે?"

"હું તો આજે ચાલી જઈશ. ફરી કોણ જાણે ક્યારે મળશું. એટલે થયું કે તમારી સાથે બધી વાતો કરી લઉં."

ત્યાં બહારથી મોટાભાઈનો અવાજ સંભળાયો. તેઓ મને બોલાવતા હતા. હું ઊઠયો. સરલાભાભી પણ મારી સાથે ઊઠયાં. અને જતાં જતાં મને કહ્યું:" હમણાં જ

તમે મારી માથે બધાં વકિલાત કરવા આવ્યાનો આરોપ મૂક્યો. હું બધા વતી નહિ પણ એક વ્યક્તિ તરફથી, જેનાં હૃદયમાં તમારા માટે માન અને પ્રેમ છે, તમારા માટે બધું સહન કરવા તૈયાર છે, વકિલાત કરવા આવી છું. અને તમારે એ વાત કબુલ રાખવી પડશે."

હું નિરુત્તર રહ્યો. એટલે તેમણે કહ્યું: "અંશુ તમારી સાથે આવવા ઇચ્છે છે."

"ના ભાભી, એ ઠીક નથી."

"તો શું ઠીક છે?"

'એ તો હું નથી જાણતો."

"આમ વિના કારણ જિંદગીનું દુઃખ શા માટે વધારી મૂકો છો?',

"ભાભી!"

"તો હું અંશુ ને...."

"ના, ના, એને ન કહેશો." કહી હું ઝડપથી બહાર ચાલ્યો ગયો. ત્યારે તેમની આંખો આંસૂથી ભરાઈ આવી હતી.

પડશાળને એક છેડે ઊભો રહી મોટાભાઇની રાહ જોતો હતો ત્યાં ખભા ઉપર પડેલી નેકટાઇ પાછળથી કોઇએ ખેંચી અને મેં પાછળ ફરી જોયું તો ભારતીનો હસતો ચહેરો દેખાયો. અને હમણાં જ ભાભીએ કહેલી વાત યાદ આવી. મને થયું કે હું એને જ પુછી જોઉં કે તે શા માટે મારી સાથે આવવા ઇચ્છતી હતી. ભારતી કંઈ કહેવા જતી હતી ત્યાં મોટાભાઈ આવી પહોંચ્યા. મારે તેમની સાથે જવું પડ્યું.

ગોધૂલી વખતે હું બજારમાંથી પાછો ફર્યો અને કપડાં બદલાવી જમવા જવાની તૈયારી કરતો હતો ત્યાં સરલા ભાભી આવી ઊભાં રહ્યાં.

"આવો ભાભી."

"શું કાલે જ જવાનું નક્કી કરી નાખ્યું ?"

"હા."

"બાને કેટલું ખરાબ લાગ્યું."

"મને ખબર છે. અમારા સ્વભાવ કદી મળ્યા નથી."

"તમારો હિસ્સો શા માટે છોડી દીધો ?"

"હું કોના માટે લઉં ? મને મારૂં મળી રહે છે."

થોડી પળો સુધી કોઈ કંઈ બોલ્યું નહિ. એ નીરવતાનો ભંગ કરતાં મેં કહ્યું : "ચાલો જમવા."

અને જાણે સ્વપ્નવત્ અવસ્થામાં હોય તેમ તેમણે કહ્યું : "ચાલો."

ચાલતાં ચાલતાં તેમણે કહ્યું : "હું પણ અત્યારે જાઉં છું."

"કેમ ?"

"કેમ શું ? હું કંઇ હજી તમારા ભાઇને પરણીને નથી આવી...."

"વારુ—"

"તો તમો મૂકવા આવશો ને ?"

"હું ?"

તેઓ કંઇ બોલ્યા વગર પ્રશ્નાર્થ દૃષ્ટિએ મારા તરફ જોઈ રહ્યા.

મેં કહ્યું: "જરૂર આવું. પણ બા મારી સાથે અત્યારે તમને મોકલશે ખરા?"

"શા માટે નહિ?"

"તો પ્રયત્ન કરી જુઓ. પણ હું નથી માનતો કે હા પાડે."

જમીને ઊઠ્યા ત્યારે આઠ થવા આવ્યા હતા. બા અને હું ઓસરીમાં વાત કરતાં ઊભા હતાં. ત્યાં સરલાભાભી બા પાસે આવી ઊભાં રહ્યાં અને કહ્યું: "મારે અત્યારે જવું છે."

"અત્યારે કોણ મૂકવા આવે? સવારે ચા પાણી પીને નિરાંતે જજો." બાએ કહ્યું.

"સ્વરૂપભાઈ મૂકવા આવશે." સરલાભાભીએ મારી સામે જોઇ કહ્યું.

"નાં રે! બાઈ. કુંવારા વહુ દીકરાને હું અટાણે એકલા ન મોકલું."

સરલાભાભીનું મોઢું લેવાઈ ગયું. તેઓ તરત જ ત્યાંથી ચાલ્યાં ગયાં. હું પણ ગુસ્સાથી ધ્રૂજી ઊઠયો. માને પુત્ર ઉપર અવિશ્વાસ હતો. અને અવિશ્વાસનું કારણ યુવાની! વધુ પડતી સાવચેતી જ કયારેક ખાડામાં ધકેલી દે છે. મારી લાગણીઓ આ આરોપ ન સહન કરી શકી. અને હું કાલે ચોક્કસ જવાનો નિર્ણય જણાવી ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારે જતાં પહેલાં સરલાભાભી મને મળવા આવ્યાં. ત્યારનો તેમનો વિષાદપૂર્ણ ચહેરો તો હજીયે યાદ છે. તેમણે કહ્યું: "હું જાઉં છું, ભાઈ."

" ભાભી, મારી એક વાત યાદ રાખશો ? "

" કહો. "

" જીવનમાં સુખ દુઃખના પ્રસંગો તો આવ્યાં જ કરે છે. પણ દુઃખના પ્રસંગોમાં મને નહિ ભૂલો. "

" સ્વરૂપભાઈ ! "

અને તેમની આંખમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં.

બહારથી બાનો અવાજ સંભળાયો : ચાલો સરલા, મોડું થાય છે. "

તેઓ ઓરડામાંથી બહાર નીકળ્યા અને હું બારી પાસે જઇ ઊભો રહ્યો. ત્યાંથી એક વખતે તેમને હાસ્ય ભર્યે નેત્રે આવતાં નિહાળ્યા હતા ત્યાંથી જ તેમને વિષાદભરપૂર હૃદયે જતાં જોઈ રહ્યો.

તેમણે નજર ફેરવી પાછળ બારી તરફ જોયું અને અમારી આંખો મળતાં મારૂં હૃદય ભરાઇ આવ્યું. અને તેઓ આંખથી ઓઝલ થઈ ગયાં.

જ્યારે જ્યારે સરલાભાભીનો ચહેરો નજર સામે આવે છે ત્યારે મનમાં પ્રશ્ન ઉપસ્થિત થાય છે, 'આજે સ્ત્રીઓ માને છે કે પુરુષે નારીને કચડી છે, ગુલામ બનાવી છે, પણ એને બદલે નારીને ગુલામ બનાવનાર નારી તો નથી ને ?' ખૂબ વિચાર કરું છું પણ કશું નિરાકરણ નથી કરી શકયો, છતાં એમ તો લાગ્યા જ કરે છે, સ્ત્રી જો સ્ત્રીની વેદના,– દુઃખ સમજે તો જ તેમની પરિસ્થિતિ હળવી બને. પણ એ કદી બનશે ખરું ?

સરલા સ્રી હતી. તેને બદનામ કરી વગોવનાર પણ સ્રી જ હતી. નારી હૃદયની વેદના કોઇ નારી ન સમજી શકી.

અને સાંજે બધાંના વિરોધને અવગણીને હું ચાલી નીકળ્યો. સ્ટેશને પહોંચ્યો ત્યારે ટ્રેનને આવવાને વાર હતી. હું પ્લેટફોર્મ ઉપર ફરવા લાગ્યો અને મને વિચાર આવ્યો: "સરલાભાભીએ ભારતી વિશે કેમ કશું કહ્યુ પણ નહિ?"

મારી વિચાર પરંપરા એટલેથી જ અટકી. ગાડી પ્લેટફોર્મમાં આવી ઊભી રહી હતી. અને હું એક બીજા વર્ગના ડબામાં બેસી ગયો. બેડીંગ પાથરતો હતો ત્યાં બહારથી કોમળ સ્વર સંભળાયો: "હું આવી ગઈ છું."

હું વિસ્મય ભાવે તેની સામું જોઇ બોલ્યો: 'ભારતી!"

તેણે બેગને બારીમાંથી ડબામાં ધકેલતાં કહ્યું: "લ્યો ને, હમણાં ટ્રેન ઉપડશે તો.....

મેં યંત્રવત્ બેગ લઇ લીધી. તે ડબામાં મારી પાસે આવી ઊભી રહી અને ધીરે સ્વરે બોલી: "ન ગમ્યું, ખરૂં ને?"

તેણે હાથ ખેંચી મને બેસાડયો અને કહ્યું: "કહો તો પાછી ચાલી જાઉં?"

અને ને ઊભી થવા જતી હતી ત્યાં મેં તેનો હાથ મારા હાથમાં લઇ તેની સામું જોતાં કહ્યું: "ભારતી!"

ટ્રેન ઊપડી ગઇ હતી

"અને એ વાતને આજે એક વર્ષ વીતી પણ ગયું," નોંધપોથી બંધ કરતાં ભારતીએ કહ્યું.

"હા, અને એ એક વર્ષે અનેક દુ:ખભર્યા વીતેલા દિવસોનો સુખે બરાબર બદલો પણ લીધો." મેં કહ્યું.

ટ્રેન વિરમગામમાં પ્લેટફોર્મમાં આવી ઊભી હતી. અમે ટ્રેન બદલી સામે ઊભેલી ટ્રેનમાં બેઠાં. એકાદ કલાકની આકરી તપશ્ચર્યા પછી ટ્રેન ઉપડી ત્યારે ભારતીએ કાગળનું એક બંડલ મારા હાથમાં આપતાં કહ્યું : "સરલા બહેનને મેં વચન આપ્યું હતું."

"શેનું ?"

"તમે એ બધું વાંચી જાઓ એટલે ખબર પડશે." કહી ભારતીએ લંબાવ્યું.

મેં કવરમાંથી કાગળો કાઢ્યા. કયાંય મથાળું કે કંઈ લખ્યું ન હતું. પાનું ફેરવતાં જ લખ્યું હતું : અને ત્યાંથી જ શરુ થતું હતું.

સરલા બહેન,

ત્યાંથી નીકળ્યાને આજ અગિયાર મહિના થવા આવ્યા. તમારા પત્રની આશા રાખી હતી પણ એ આશાએ જ નિરાશાનું રૂપ લઈ લીધું. ખેર ! હું તો તમને વચન આપી ચૂકી છું એટલે મારે તો લખવું જ રહ્યું.

આજથી બરાબર ત્રણ વર્ષ પહેલાં આપણે મળ્યાં અને પ્રથમ પરિચયે જ સ્રી સહજ રીતે એકબીજાના સ્નેહી પણ બન્યા. સ્વભાવે આપણું સખ્ય સ્વીકાર્યું અને પ્રીતિવેલ પાંગરતી ચાલી. છેવટ આપણી લાગણીઓ એકાકાર બની. અને ત્રણ વર્ષોએ કેમ જાણે તમારું જિવન ભાંગીને મારું ન ઘડયું

હોય ? પણ રહો–એક વાત કહી દઉં અને કહેતા પહેલાં ક્ષમાપ્રાર્થના પણ !

આજ દિવસ સુધી મેં 'એમને' તમારા વિશે કશું જ કહ્યું નથી. ઘણી વખત દિલમાં થયું કે કહું. ત્યાં તમારા શબ્દો "અંશું, હું આજે એમની સાથે તને મોકલું છું. કારણ કે એ ને તું બંને સરખાં છો. અને તું પણ જે ઇચ્છતી હતી તે જ તને આવી મળ્યું. તમે સુખી રહો. પણ અંશુ તને ખબર છે એમના હૃદયમાં મારા માટે કેટલી જગ્યા છે ? તું, મને ખાત્રી છે કે તું એમને સમજી ચૂકી છો. એટલે કેવળ એટલું જ કહીશ કે એ નિષ્ઠુર હૃદયના માનવી નથી. કોણ કેમ પણ તેમની સાથેના થોડા પરિચયે હું તેમના તરફ ઘસડાઈ.... પણ જવા દે એ બધી વાતો. હવે છેલ્લી વાત ધ્યાનમાં રાખજે. તેમને કયારેય સન્મુખ સાથેના મારા.... સમજીને કયારે ય નહિ. તો તેમને બહુ દુઃખ થશે, અંશુ !" અટકાવી રહ્યા હતા, પણ આજે હવે તમને સાક્ષી રાખી હું બધું જ તેમને કહીશ. તમે જે સહન કર્યું છે એ તો હું કયારે ય નહિ ભૂલું.

એ બધું વિસ્તારપૂર્વક નથી લખતી–લખવાની શક્તિ પણ નથી.

આપણાં સહવાસ પછીના થોડા દિવસે તમારા મકાનમાં નવા ભાડુત રહેવા આવ્યા. અને તેમના આવ્યા પછી થોડા દિવસે તેમનો કોલેજીયન પુત્ર સન્મુખ મુંબઈથી વેકેશન ગાળવા માટે આવ્યો. એ જ અરસામાં વિપિને તારા જીવનમાં ઝેર રેડયું. અજ્ઞાન અને જ્ઞાનની લડાઇ ચાલી.

આજે તો અજ્ઞાન ફાવી ગયું છે, કેવળ તમારા ત્યાગ વડે. તમારા વાંચન–સાહિત્ય શોખને અંગે સન્મુખના પરિચયમાં આવ્યા. સન્મુખ બધી રીતે ગુણસંપન્ન નવયુગનો યુવાન લાગ્યો. પણ ત્યારે ખબર નો'તી કે ઢોળાવ ઉપર ચઢયે જાવ છો. સન્મુખની હિંમતભરી વાતોથી તમને તેના ઉપર શ્રદ્ધા બેઠી. તમે બંને લગ્ન કરવાનું નક્કી કર્યું. ખરેખર! આજે પણ મને તમારી હિમ્મત માટે માન ઉપજે છે. તમારા એ શબ્દો "સન્મુખ, હું સમાજ સાથે લડીશ. તું મારી પડખે હોઈશ અને પછી કોઇની તાકાત આપણને વિખુટા નહિ પાડી શકે. મારી અણસમજના જવાબદાર મારા માતાપિતા છે, હું નથી. અને હવે સગીર વયે તેમને મારી જિંદગી બરબાદ કરવાનો કોઈ અધિકાર નથી. સન્મુખ, તારા સાન્નિધ્યમાં હું લડીશ. મરતાં સુધી હું લડીશ."

પણ એ તો કાયર નીકળ્યો. એણે નારી હૃદયની ક્રૂર મશ્કરી કરી પ્રેમનું નાટક ભજવ્યું. આજનો એ નવજવાન કેવળ નિર્વીર્ય નીકળ્યો. તમારા બંનેના માતાપિતાને આ વાતની ખબર પડી. ત્યારે તમે સંભળાવી દીધું કે 'મારી જિંદગીનો જુગાર ખેલવા હું નથી ઈચ્છતી.' ત્યારે સન્મુખે શું કર્યું?

માતાપિતાના રોકકળે એ કાયરને સાવ કાયર બનાવી દીધો. તમે ત્યાં પહોંચ્યા ત્યારે તો એ છટકી ભાગ્યો હતો. હવે એ વ્યથા દિલમાં ભરી તમે ફરી રહ્યાં છો. ક્યારે ય કોઈની પાસે એ માટે તમારી ફરિયાદ નથી. જીવનમાં રસ નથી. અને તે દિવસથી જન્મ્યા છીએ ઇશ્વરેચ્છાથી અને તે

જિવાડશે તેમ જીવશું એવી ઘેલછા ભરેલી વાતો કરતાં થઈ ગયા.

તમારી એ મૌન વ્યથાની અત્યાર સુધી ભાગીદાર હું એકલી હતી અને આજે બીજી એક વ્યક્તિ બને છે. અને હવે તો હું જાણું છું કે તેમના હૃદયમાં તમારે માટે કેવળ પૂજ્ય ભાવની ભાવના જ હતી. તમે પણ તેમને વધુ સારી રીતે ઓળખી ચૂકયા છો. આ બધું વાંચતાં તેમને કેટલું દુઃખ થશે તે આપણે બંને સમજીયે છીયે.

આજ અરસામાં હંસાબ્હેનના લગ્ન આવ્યા. અને મારા જીવનનુ પહેલું પાનું લખાયું.

મારા વિચારો માટે તો હું સમાજમાં વિશેષણો વડે વિભુષિત થઈ ચૂકી છું. સંસારમાં સામાન્ય રીતે સ્ત્રીઓમાં કુથલી એ ભારે આનંદનું કાર્ય થઈ ઘડયું છે. અને એને માટે કોઈનું મરણ એ કુથલી સમિતિનું ખાસ અંગ બની જાય છે. આમ હું વિના અપરાધે વંઠેલ ઠરી ચૂકી. પિતાજી નવયુગમાં માનતા હતા. અને તેમણે મને એજ રીતે શિક્ષણ આપ્યું હતું. સ્વતંત્ર માનસ મારા ઘડતરનું ખાસ અંગ બન્યું. ત્યાં પિતાજી દેવ થયા. મારો વિકાસ અટકયો નહિ. મારા સગપણની વાતો ચાલી. 'લગ્નમાં હું નથી માનતી.' કહી મેં એ બધી વાટાઘાટો રોળી ટોળી નાખી.

ઘણી વખત હું વિચારતી : લગ્ન વિના શા માટે જીવન-મિત્ર-સાથી સાથે ન રહી શકાય? અને પળે પળે મારો વિચાર દૃઢ થતો ગયો. ત્યાં સન્મુખનો પ્રસંગ બન્યો. એક સમય માનવીના જીવનમાં એવો આવે છે કે સ્રી અને

પુરુષ બંનેને એક બીજાના સહવાસની અપેક્ષા જાગે છે. હું એ સ્થિતિમાં આવી પડી. શાળામાં સહશિક્ષણ ચાલતું હતું. મિત્રો પણ હતા. લગભગ સન્મુખ જેવાં જ તો ? મારી એ અપેક્ષાની પરિપૂર્ણતા દૂર દૂર જતી ભાગી. મને થયું કે શું મારે પણ બધી સ્ત્રીઓની જેમ સામાન્ય રીતે જ....નહિ.

ત્યાં હંસા બહેનના લગ્નમાં એ મળી આવ્યાં. થોડા પરિચય પછી હું તેમના તરફ ખેંચાઈ. ત્યાં તમારી એમના વિશેની વાતો, તમારા એમના ઉપર લાગણી પ્રેમ....એટલું તો મારા માટે ઘણું હતું. અને અમારો વિચારોનો જાણે મેળસુમેળ મળ્યો. મારો પ્રાણ એમને પાસે ઝંખી રહ્યો. એ જ તમે ઇચ્છયું અને તેમણે પણ.

આ માટે તમે મારી બા આગળ પ્રસ્તાવ મૂકયો. તેમણે હસી કાઢયો. કારણ કે એમની ખાવા ધાન નથી. ઘરમાંથી કાઢી મૂકયો છે, વગેરે ઘણું, અને તમારી યોજના પ્રમાણે સ્ટેશને દોડી ગઈ.

તમને લખતાં મને જરાય શરમ કે સંકોચ નહિ થાય કે હું માતા થવાની છું.

તમારી ભારતી.

તમારા લગ્નની કંકોત્રી મળી અને મન વિષાદભરપુર ભાવોથી ભરાઈ ગયું. ત્યાં આવવાનું નક્કી કર્યું છે. આવતી કાલે જ રવાના થશું.

અનેક વ્યથાને હૃદયમાં સંઘરી બેઠેલા સરલાભાભીની મૂર્તિ નજર સમક્ષ તરી આવી. મનને મજબુત બનાવી હસતે ચહેરે તેઓ કુટુંબ ખાતર પોતાનું બલિદાન દેવા

તૈયાર થયા છે. જાણે મધદરિયે જતી નૌકાને તોફાને ઘેરી લીધી છે. કયાંય કિનારાની આશા નથી, ઉગરવાની કલ્પના નથી આવી શકતી. પતિને ગમતી નથી. પિયરમાં અળખામણી થઇ પડી છે અને સાસરે તેનું કોઈ સ્થાન નથી. તેમના જિવનમાંથી આનંદ-ઉમંગે જાણે વિદાય લીધી. સ્નેહ-પ્રેમ પણ વિદાય લેવાને તૈયાર થયાં છે કારણ કે હવે તેમનું સ્નેહી-પ્રેમી પણ કોઈ રહ્યું નથી. ત્યારે શું તેમણે આમજ જિંદગી ખેંચી કાઢવાની?"

કયાંય સુધી હું વિચારતો રહ્યો. પણ કેવળ નિરાશા. વિચાર વમળમાં ફસાઇ છેક શૂન્યમાં પહોંચી ગયો.

ભારતીએ મને જગાડયો ત્યારે વાંકાનેર આવી ગયું હતું.

## ૧૭

તે દિવસે રાતના અમે સરલાભાભીને મળવા તેમને ઘેર ગયા ત્યારે સ્ત્રીઓ ગીતો ગાઈ રહી હતી. અમને આવતાં જોઈ તેઓ એકાએક ગાતી અટકી ગઈ. અંદરોઅંદર ટીકાઓ પણ શરૂ થઈ. અમારા પ્રત્યેની નફરતના બધાં જ ચિન્હો દેખાવા લાગ્યા. અને થોડીવારે સરલાભાભીની બાએ બહાર ઓટલા ઉપર આવી જાણે ઓળખતા ન હોય તેવી રીતે પૂછ્યું: "કોનું કામ છે?"

મેં ભારતી તરફ નજર ફેરવી જોયું અને તે બોલી ઊઠી: "માસી, મને ન ઓળખી? હું અનસૂયા!"

"અરેરે! મેં તો તને ઓળખીયે નહિ?" તેઓ દંભપૂર્વક બોલી ઉઠયા. અને ઊમેર્યું: "તું તો ગઈ તે ગઈ. ખબરેય ન પડી. આવ, આ ભાઈ કોણ છે?"

મેં જોયું કે ભારતી ક્રોધથી કંપી ઊઠી. પાછળ બેઠેલી સ્ત્રીઓમાંથી કોઈ હસી પડી. હું ગુસ્સો દબાવી સાંભળી રહ્યો. હું ભારતીને પાછા ચાલ્યા જવાનું કહેવા જતો હતો ત્યાં તેમને યોગ્ય ઉત્તર ભારતીએ વાળ્યો: "માસી, એ તો જેમની સાથે હું નાશી ગઈ હતી ને તે છે!" અને ભારતી પાછી વળી. કારણ કે આથી વધુ સાંભળવાની ન તો તેનામાં હિમ્મત હતી કે ન તો મારામાં. મને લાગ્યું: ભારતીનો જવાબ તેમને હાડોહાડ વ્યાપી ગયો હતો. જવાબમાં તેઓ

કંઇ કહી જ ન શકયા. પેલી હસતી સ્ત્રીઓ પણ અવાચક બની બેસી રહી. ત્યાં એકાએક ઘોંઘાટ બંધ થઈ ગયેલો જોઇ શું બન્યું છે એ જોવા માટે સરલાભાભી બહાર આવ્યા અને તેમણે ભારતીના છેલ્લા શબ્દો સાંભળ્યા હતા.

અમે પાછા ફરવા જતાં હતાં ત્યાં તેમનો સ્વર સંભળાયો: "એ નાસેડુ ભારતી!"

એક ક્ષણ તો ભારતી થીજી ગઈ અને હું પણ. પાછળ ફરી જોયું તો સરલાભાભીનું વિષાદભર્યું મોઢું દેખાયું. ભારતી હર્ષપ્રપુલ્લ સ્વરે બોલી ઊઠી: "સરલા બહેન!"

અને તે તેમના સાન્નિધ્યમાં દોડી ગઈ. હું ત્યાં જ, ફળીમાં ઉભો રહ્યો.

"ચાલો, આપણે ઉપર બેસીએ." સરલાભાભીએ કહ્યું: "અને સ્વરૂપભાઈ, તમે પણ કંઈ વણુનોતર્યા નથી આવ્યા."

અમે હસતાં હસતાં ઉપર ગયાં. સ્ત્રીઓમાં અમારી નિંદા શરૂ થઈ ગઈ.

બંને સખીઓ વાતોમાં ગુંથાઈ ગઈ. હું એક બાજુ બેસી રહ્યો. કયારેક વળી વાતોમાં સાથ પુરાવી દેતો હતો. ભારતીએ પૂછયું. "સરલા બહેન અમારા ગયા પછી શું બન્યું એ તો કહો?"

"બીજું શું થાય! હું તારી બાને બીજે દિવસે કહી આવી હતી કે બધું ઠીક છે. અંશુ, સ્વરૂપભાઇ સાથે ચાલી ગઈ. નકામો હા હો કરી લાજ આબરૂના કાંકરા ન કરશો. તેઓ મારા પર ચીઢાયા. મેં કહ્યું 'તમે ના કહ્યા પછી જ આ

રસ્તો લીધો છે.' તારો પત્ર તો તેમણે વાંચ્યો જ હતો અને એજ વાત તેમાં લખી હતી. "

"અને તમારા માટે શું બન્યું?" મેં પૂછયું.

"ઘણું."

"એટલે?" ભારતી કુતૂહલપૂર્વક બોલી ઊઠી.

"મારા માટે ખૂબ ખૂબ વાતો ઊડી અને........"

"મારા અને તમારા વિશે?" મારાથી પૂછી દેવાયું.

"હા. એવી ગંદી વાતો કહેતાં-બોલતાં આપણને ય શરમ આવે. તમારા ભાઈને ખબર પડી અને અહિં દોડયા આવ્યા. તમારે ત્યાં એક દિવસે મળવાનો કાર્યક્રમ ગોઠવ્યો. ખૂબ ખૂબ બોલ્યા. હું સાંભળતી રહી મેં માત્ર એટલું જ તેમને કહ્યું, 'તમારે જે કંઈ કહેવું હોય તે ખુશીથી કહો, હું માત્ર નિર્દોષ છું. અમે કેવળ નિર્દોષ પ્રેમથી એકબીજાને ચાહીયે છીએ અને આ જીવન એ પ્રેમદોરી સદાય અમારી વચ્ચે ઝુલતી રહેશે.' આથી વધારે કંઈ જ નહિ. તેઓ ગુસ્સે થઈ ચાલ્યા ગયા. સગપણ તોડી નંખાવવા તેમણે પ્રયત્ન કર્યો અને એ પ્રયત્નના ફળ સ્વરૂપે અમારાં લગ્ન!"

કેટલીક ક્ષણો પર્યંત અમે મૌન બેસી રહ્યાં.

"ભાભી, તમે સન્મુખ વિશે તો કોઇ દિવસ મને કંઈ કહ્યું પણ નહિ?" એ નીરવતાનો ભંગ કરતાં મેં પૂછયું.

સન્મુખનું નામ સાંભળતાં તેમને સખ્ત આઘાત થયો: "ભારતી, તમને સર્વ કાંઇ કહી ચૂકી છે. કશું જ બાકી

રહ્યું નથી. એ બધું તમને કહીને સંતાપની માત્રા જ વધારવાની હતી ને!"

એમનો જવાબ સાંભળી હું કંઈ પણ બોલ્યા વગર નીચું જોઈ બેસી રહ્યો.

થોડીવાર પછી અમે ઊઠયા સરલાભાભી પ્રવેશદ્વાર સુધી અમને વળાવવા આવ્યાં હતાં. તેમણે કહ્યું: "સ્વરૂપભાઈ મારી એક વાત માનશો?"

"કહો."

"અને અંશું તું પણ! આ બંને ભાઈઓ વચ્ચે ખૂબ દુ:ખી થઈ રહ્યાં છે. સઘળાં દુ:ખ, વેર, સંતાપ ભૂલી જઈ તેમને તમારી સાથે તેડી જજો"

"ભલે."

અમે ઘર તરફ પાછા ફર્યાં ત્યારે લગભગ રાતના સાડાબાર થવા આવ્યા હતા. બાએ દ્વાર ખોલ્યું અને ઘરમાં આવી જોયું તો મોટાભાઈના છોકરાને હિંચોળતા હતા. હું તેમના વદન પરની અાકથ્ય વેદનાને ઉકેલવા મથતો પળ બે પળ ત્યાં જ ઊભો રહ્યો

તેઓ પારણાંની દોરી હાથમાં લેતાં, સાડલાના છેડા વતી આંસુ લૂછી હિંચોળવા લાગ્યા ત્યારે બંને ભાઈ અને ભાભી આરંભથી નિદ્રાની ગોદમાં પડયા હતા.

હું ધીમે ધીમે ત્યાંથી ઉપર ચાલ્યો ગયો. ભારતી કપડાં બદલતી હતી. હું પહેરેલ લુગડે પલંગ પર જઈ બેસી ગયો. ત્યાં કપડાં બદલાવી ભારતી મારી પાસે આવી બોલી: "કપડાં નથી બદલાવવા? શું વિચારમાં પડી ગયા?"

" ભારતી, બા બહુ દુઃખી થઈ ગયા લાગે છે, નહિ ?"

" હા."

" આજ આ ઉમ્મરે તેમને આરામને બદલે...." આગળ કંઈ બોલવાની ઈચ્છા ન થઇ. હું બેસી રહ્યો.

" આપણે બાને મુંબઇ સાથે લઇ જઇએ તો ?" મારું મન આનંદોર્મિ વડે ભરાઇ આવ્યું.

" મેં તારી પાસેથી આજ આશા રાખી હતી."

હું તરત જ નીચે દોડયો. બા હજુ ઝોલા ખાતાં પારણાની દોરી ખેંચ્યે જતાં હતાં. મને આવેલો જોઈ તેમણે પૂછ્યું: " કેમ, ભાઈ!"

" કંઈ નહિ. પણ તમે તો હવે સૂઇ જાવ."

" અરે ભાઇ! એ નશીબમાં ક્યાં છે ?"

" કેમ, બા. એમ બોલો છો ?" હું તેમની પાસે બેસી ગયો. તેઓ રડી પડયા. અને પછી સ્વસ્થ થઈ તેમણે કહ્યું: " બેટા! મા, જનેતા, એના પુત્રના બુરામાં કોઇ દિવસ રાજી હોય ખરી? જેણે નવનવ મહિના પેટમાં ભાર ઉપાડયો છે, જેના માટે દિવસ રાત જોયા નથી, જેને ખવરાવીને પોતે ભૂખી રહી છે. જેના સુખમાં પોતે સુખ અને દુઃખમાં દુઃખ માન્યું છે, એ મા પુત્રનું અકલ્યાણ કરે ખરી? તું ચાલ્યો ગયો ભાઈ, ત્યારે મને કેટલું દુઃખ થયું હશે? કદાચ ગુસ્સામાં બે વેણ કડવા પણ કહેવાઇ ગયા હશે. પણ એ કહ્યા પછી કેટલું દુઃખ થયું હશે એ તમને કેવી રીતે સમજાવાય! તારા બાપુ છેલ્લી ઘડીએ તને યાદ કરી

રડી પડયા હતા. અને મને થયું કે મરતાં પહેલાં એક વખત તને જોઇ લઉં."

બેઉ ભાઇને ભણાવ્યા, પરણાવ્યા, બહેનને પણ સાસરે વળાવી. અને તારું ઘર બાંધી દેવાની ઇચ્છા હતી. પણ તેં અનસૂયા સાથે લગ્ન કર્યાના ખબર મળ્યા. ભાઇ, અમને આનંદ થયો અને અમારા તો આશીર્વાદ છે 'તમે સુખી રહો.' બે વહુ ઘરમાં આવીઃ અને રોજના ઝઘડા શરુ થયા. બેય ભાઇ નોખા થવાનું કહે છે અને વિપિનના લગ્ન પછી બધાં જુદાં થઇ જશે."

"અને તમે?" મારાથી પૂછાઇ ગયું.

"હું પણ જુદી. બેય ભાઈ ત્રીસ રૂપિયા મહીને આપશે ને રાંધી ખાઈશ. અને...."

બહાર ઊભી રહી સાંભળતી ભારતી અંદર આવી અને બાની ચરણરજ માથે ચડાવી બોલી ઊઠી: "બા, હવે વધારે કંઈ કહેવાની જરૂર નથી. તમારે અમારી સાથે આવવાનું છે. આવશો ને?"

બા આશ્ચર્યસહ ભારતી તરફ અને પછી મારી તરફ જોઇ રહી.

મેં કહ્યું: "હા બા, તમારે આવવું પડશે."

બાની આંખમાંથી આનંદાશ્રુની ધારા વહી નીકળી. ગદગદીત કંઠે, ભારતીને વાંસે હાથ ફેરવતાં તેમણે કહ્યું: "આવીશ."

વિપિનભાઇના લગ્ન થઇ ગયા. હું લગ્ન ઉપર ફઇબાને ત્યાં ગયો હતો. જોયું તો દરેક મારા પ્રત્યે ઉદાસીન વૃત્તિ

કેળવી રહ્યા હતા જાન આવી ગયા પછી બીજે જ દિવસે નીકળવાનું નક્કી કર્યું જતાં પહેલાં સરલાભાભીને મળવા પ્રયત્ન કર્યો. પણ હવે તો કિલ્લેબંદી રચાઈ ગઈ હતી. ન ન મળી શકયો. વિદાય વેળાએ તેમને જોઈ પણ ન શકયો ખેર !

બાને સાથે લઈ અમે મુંબઈ ઉપડી ગયા.

બા ને ભારતી એકમેકમાં લીન થઈ ગયાં છે. ચંપાબહેન સાથે પણ બાને ઠીક ફાવી ગયું છે. પ્રસવકાળ નજીક આવતો જાય છે.

ઓફિસમાં જવાની તૈયારી કરતો હતો ત્યાં બાએ આવીને કહ્યું: "આજે અંશુની તબિયત સારી નથી, બને તો વહેલો આવજે."

"ભલે." કહી હું ઓફિસ તરફ નીકળી પડયો.

ઓફિસમાં જઈ બેઠો ત્યાં પટાવાળો મારો 'એકસપ્રેસ લેટર' આપી ગયો. કવરમાંથી અપરિચિત અવ્યવસ્થિત રીતે લખેલો પત્ર નીકળી પડયો.

"પ્રિય સ્વરૂપભાઈ, ભારતી બહેન,

મળ્યા વગર છટકી ગયા? તે દિવસે હું કાંઈ 'કુંવારી વહુ' નોતી રહી! હવે વિપિનચંદ્રની કાયદેસરની 'વહુ' હતી. ખેર! પણ મારાથી કાંઇ તમને ભૂલી થોડા જવાશે! આજ બે મહિના પછી સંસારમાંથી આખરી વિદાય વેળાએ મારા પિતાજીને ત્યાં છેલ્લા શ્વાસ લઈ રહી છું. કોઈને દોષ દેતી નથી, દેવા ઇચ્છતી પણ નથી. જે બનવાનું હતું

એ જ બન્યું છે. છતાંય તમને કહ્યા-લખ્યા વગર મારાથી નથી રહી શકાતું—કારણ કે હૃદયમાં ઊંડે ઊંડે એમ થયા કરે છે કે તમે મારા છો. અને તમારી પાસે હું ફરિયાદ નહિ કરું તો કોને કહેવા જઇશ?

શ્વસુર પક્ષમાં બધાંને હું ખૂબ અળખામણી થઈ પડી હતી એ તો તમે જાણો છો. એટલે મારે ખૂબ સહન કરવું પડયું. કામ, કામ અને બસ કામ જ. મેં એમાં આનંદ માન્યો. એટલાથી તેમને સંતોષ ન થયો. કોઈની શિખામણથી તેમણે મારી પણ છે. મેં એ પણ સહન કર્યું છે. અહીં આ સંસારમાં આવી જોયું કે તેઓને-પુરુષેને સ્ત્રીનો ઉપયોગ માત્ર તેમની કામેચ્છા પુરતો જ રહ્યો છે. તેઓ ઈચ્છે છે કે અમે ઘરનું કામકાજ કરીએ અને તેમની ભૂખ સંતોષીએ. બાકી બે મિનિટ વાત કરવાની પણ તેમને ફુરસદ નથી. હું ખૂબ મૂંઝાઇ હતી. અને મૂંઝવણને વધારી રહી હતી. હૃદયભાર ક્યાં જઈ હળવો કરું? આજે સમજાય છે કે સ્ત્રીમાં આપઘાત કરવાનું હૈવત કેવી રીતે આવી જાય છે. હિમ્મતનું કેન્દ્ર આ મૂંઝવણમાં બને છે.

મહિનો એક તો ખેંચી કાઢયું પછી માંદી પડી કામ થતું નો'તું અને પંદર દિવસ પહેલાં તેમણે પેટમાં પાટુ માર્યું. અને પથારીવશ થઇ. ખૂબ ગંભીર હાલત થઇ ત્યારે મારા પિતાજીને ખબર આપ્યા હતા. તેઓ રાજકોટ તેડી લાવ્યા છે. સાથે ટાયફોડ છે. એટલે ડોકટરોને જીવનની બહુ આશા નથી અને મને ઈચ્છા પણ નથી.

ભારતીને માટે શું લખું? માથું ફરે છે. લખાતું પણ નથી. તમારા બાબાને.... લી.

અભાગીની

સરલાના

આખરી પ્રણામ

પત્ર પૂરો વાંચી રહ્યો ત્યાં પટાવાળો મારા નામનો તાર મૂકી ગયો. ફોડી વાંચવા જાઉં છું ત્યાં ટેલીફોનની ઘંટડી રણુકી ઉઠી. રીસીવર કાને માંડયું અને નજર તાર ઉપર પડી: "સરલા એકસપાયર્ડ"

અને કાનમાં બાબો આવ્યાની વધામણીના સ્વર ગુંજી રહ્યા હતા.

હું રિસીવર મૂકી ખુરશી પર બેસી ગયો. પત્રના છેલ્લા શબ્દ ઉપર મારી નજર પડી. 'અભાગીની સરલાના આખરી પ્રણામ.'

શ્રી ધીરેન્દ્ર દોશી કૃત બીજાં પુસ્તકો

## ચિત્રાંગદા

[ નવલકથા ]

## કલંક

[ નવલકથા ]

## ક્યારે છૂટશે ?

[ નવલિકા સંગ્રહ ]

